પ્રકાશક :

શ્રી પનાલાલ લાલચંદ

ઠે. રાવપુરા, કોઠીપોળ

મંછાસદન

મું. વડોદરા

卐

ઈ. સ. ૨૦૩૪

મુદ્રણસ્થળ :
મું. પાલીતાણા
ઠે૦ જૈન સાહિત્યમંદિર

## ગોરડાનો દરવાજો

પ્રકાશક સંસ્થાએ સિદ્ધચક્રયન્ત્રના આલેખન પૂજન વગેરે અંગે વિવિધ બાબતોની જાણકારી આપતી, તટસ્થદૃષ્ટિએ અનેક બાબતોના પ્રશ્નોના જવાબ આપતી 'સિદ્ધચક્રયન્ત્ર એક સર્વેક્ષણ અને સમીક્ષા' આ નામની જે પુસ્તિકા પ્રગટ કરી છે તે પાછળનો હેતુ વધુમા વધુ સત્યો બહાર આવે અને આખરી સત્યની નજીક જઇ શકાય એ છે.

આ અંગેની વિચારણા કરવા મેં મારી સામે માધ્યમ તરીકે મારા પરમ સહૃદયી મિત્ર વિદ્દદ્વર્ય પં. શ્રી ધુરંધરવિજયજી સંપાદિત યન્ત્રને રાખ્યું હતું. કારણ કે આ યન્ત્ર એની પહેલાંના ઘણા યન્ત્રોમાંની અશુદ્ધિઓ અને અરાજકતાની સારી એવી જાદબાકી બતાવતું હતું. અને મારા સંશોધનનું કામ આસાન બનાવે તેવું હતું.

યથાયોગ્ય સમયે અવર નવર જે કંઇ વિચારેલું, સંશોધન કરેલું, એ જાહેરમાં રજૂ થાય તો આ વિષયના રસિક આત્માઓને, ભાવિ પેઢીને અવનવું જાણવાનું મળે, અને તેથી આ યન્ત્ર-મન્ત્ર વિષયક ક્ષેત્રની પ્રસંગપ્રાપ્ત વિચારણાસા તેઓને કંઇક બળ મળી શકે, તેમજ સંપૂર્ણ કે વધુમાં વધુ સત્ય ખોજી શકે, એ ઉપરાંત પોતાના જ્ઞાન-વિજ્ઞાનમાં કંઇ ને કંઇ વધારો કરી શકે, એ બધા સદાશયોથી આ સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું છે.

આ લખવા કે છપાવવા પાછળનો હેતુ મારી મહત્તા કે વિદ્વત્તા બતાવવાનો તથા બડાઇ બતાવીને બીજાની લઘુતા કે ઓછાશ કરવાનો જરા પણ નથી. રખે! મારા માટે કોઇ આવી અસંગળ કલ્પના કરો આવું લખીએ ત્યારે કોઇ એને આજના હવામાનમા 'શો' દેખાવ તરીકે ખપાવે. પણ મારા ઉપરોક્ત ઉદ્દ્ગારો સાચા હૃદયથી નિખાલસભાવે વ્યક્ત કર્યા છે.

જાણીને તો નહિ જ પણ અજાણતાં, વ્યક્તિ, સમષ્ટિ કે શાસનના હિતની દૃષ્ટિએ લખતાં કંઇક અયોગ્ય, શાસ્ત્રવિરૂદ્ધ લખાયું હોય, કટુ સત્ય પણ કહેવાયું હોય તો ત્રિવિધે ક્ષમા યાચું છું. તે ઉપરાંત મારી ભૂલો, અસત્ વિધાનો તરફ વાંચકો જરૂર મારૂં ધ્યાન ખેંચશે તો મારી સમજના અસદંશની બાદબાકી થવા પૂર્વક સદંશના મારા સરવાળામાં વધારો થશે.

આજથી પંદર વર્ષ ઉપર સિદ્ધચક્રયન્ત્ર આલેખન અને પૂજન ઉપર વર્તમાન પત્રોમાં ચાર પાંચ લેખો દ્વારા એક લેખમાળા લખવાનું નિમિત્ત વિદ્દ્વર્ય પરમ ધર્મસ્નેહી શ્રીમદ્ ધુરંધરવિજયજી (હાલમા આચાર્યશ્રીજી) સંપાદિત પૂજન વિધિની પ્રસ્તાવનાના લખાણે ઉભું કર્યું હતું. એમને એમાં મારા યન્ત્ર માટે જે સમીક્ષા નોંધ લખી હતી તે તદ્દન અયોગ્ય અને ગલત હતી.

એમના જેવી સુજ્ઞ વ્યક્તિ લખે ત્યારે ખેદ થાય મને તો એ ઉલ્લેખ 'વદતો વ્યાઘાત' જેવો તેમજ કંઇક વિરોધી વલણ દર્શાવવા ખાતર જ લખ્યો હોય તેવો મને ભાસ્યો, મને તેનું આશ્ચર્ય પણ થયું. કોઇ કોઇએ મારૂં ધ્યાન પણ ખેચ્યું સમાજમાં ખોટી ગેરસમજ ન ફેલાય એટલા ખાતર જવાબ આપવાની મારી પૂર્વકાલીન ભાવનાને વેગ મલ્યો. પણ એક યા બીજા કારણોસર જવાબ લખી ન શક્યો. પરિણામે એક કટુસત્ય વદવાનો ઉપક્રમ ભાવ થયો.

તે પછી વર્ષો બાદ વિવિધ ગ્રન્થોની શ્રેષ્ઠ હારમાળા જૈનસંઘને આપનાર શતાવધાની પંડિત શ્રીયુત્ ધીરજલાલ ટોકરશી શાહે સિદ્ધિ-દાયક સિદ્ધચક્ર ગ્રન્થ માટે પ્રસ્તાવના લખવા મને કહ્યું. પણ સમયસર લખી ન શકયો, તેમની પઠાણી ઉઘરાણી થતાં મોડે મોડે લખવું શરૂ કર્યું. ચાર છ પાનાં જેટલું જ લખવાનું નક્કી કરેલું. પણ લખવા માંડું પછી લઘુસૂત્રી ઓછું એવું મારૂં દીર્ઘસૂત્રી મગજ સંક્ષેપમા પતાવે જ નહી. અને લાંબુ પહોળું લખી નાખે, આમાં પણ એમજ બન્યું.

બીજી બાજુ ગ્રન્થોદ્ઘાટનની તારીખ નજીક આવી, અને ગણત્રીના દિવસોમાં પ્રસ્તાવના પ્રેસવાળાએ છાપી આપવાની સર્વથા અશક્તિ બતાવી, છેવટે પ્રસ્તાવનાને ટૂંકાવી નાંખી, તે છતાં પણ છાપવાની અનુકૂળતા ન આવી અને પ્રસ્તુત પ્રસ્તાવના પ્રસ્તુત ગ્રન્થમાં આવી ન શકી. અને ત્યારે સેવેલો શ્રમ સાર્થક ન બન્યો. આજે આ વાતને પંદરેક મહિના વીતી ગર્યા છે.

મારા પૂજ્ય દાદા-ગુરુજી તથા અન્ય વ્યક્તિઓ જેમને મારી પ્રસ્તાવના છપાવાની ખબર હતી, તેઓને તે ન છપાતા રંજ થયો. અને તે પ્રસ્તાવના અલગ પુસ્તિકા રૂપે છપાવવા આગ્રહ કર્યો, એટલે સુધારા વધારા કરી તે છાપવા આપી. મુદ્રણ દરમિયાન મને થયું કે પુરાણી જે કાંઇ નોંધ-સામગ્રી ઉપયોગી હોય તે પણ આપવી, એટલે મેં તેમા ઉમેરો કર્યો, વળી તે છપાતા દરમિયાન થયું કે ૨૩, વર્ષ પહેલા કાઢેલી પ્રશ્નાવલી પણ આપી દેવી, જેથી આ વિષ-યના રસિકોને બરાબર ઉપયોગી થાય. એટલે તે પ્રશ્નાવલી કયાં કયાં મોકલી હતી અને તેના જવાબો શું આવ્યા તે, તથા અન્ય ઉપ-યોગી પરિશિષ્ટો વગેરે સાહિત્ય, તેમજ મારા અને શ્રીમાન્ ધુરંધર વિજયજી મહારાજના યંત્ર વચ્ચે શું તફાવત છે? તે પણ શીઘ્રબોધ માટે જુદું તારવી આપ્યું છે, જેથી જલ્દી જાણવું સરળ

મારી ૮૫, પ્રશ્નોની પ્રશ્નાવલીએ, તે વખતે સારી એવી ચકચાર જગાવી હતી. મેં આ પ્રશ્નાવલીનું વાંચન પૂજ્યપાદ ઉદયસૂરીશ્વરજી મહારાજશ્રી પાસે ત્રણ ચાર સાધુઓની હાજરી વચ્ચે, તેઓશ્રી પાસેથી પ્રત્યુત્તરો મેળવવા કરેલું. જે વાત આ પુસ્તિકાની અંદર જણાવી છે. ટૂંકમાં એક જ પુસ્તિકામાં બધું સાહિત્ય સંગૃહિત થાય તો તે ભાવિ માટે ઉપયોગી બનશે. એ રીતે વિવિધ સામગ્રી પીરસતાં પ્રસ્તાવનાએ ખાસી એક લઘુ પુસ્તિકા જેવું કલેવર ધારણ કરી લીધું.

કુશળ ક્રિયાકાર શ્રી ચીનુભાઇ આજથી સત્તરવર્ષ પહેલાં અગાઉથી સમય મેળવી યન્ત્ર અંગેની ચર્ચા અને જ્ઞાન મેળવવાં ખાસ પુના આવેલા. વિગતવાર બધી સમજણો મેળવી અને તેમને પૂરો સંતોષ* થયો અને પછી પોતાના માટે મારા સંપાદિત યન્ત્ર ઉપરથી તાંબાનો મોટો યન્ત્ર મારા મારફત બનાવરાવ્યો અને તેઓએ પૂજનોમાં એ જ યન્ત્રનો ઉપયોગ શરૂ કર્યો હતો.

સિદ્ધચક્રપૂજન વિધિની ચાલી આવતી અશુદ્ધિ કે અપૂર્ણતા અંગે સુધારા વધારા સાથે કેટલીક મહત્વની સૂચનાઓ મે પ્રસ્તાવનામાં કરી છે, બાકી શેષ સુધારા અને અધિષ્ઠાયક વલયના પૂજનમંત્રો વગેરે મારા તરફથી અનેક ચિત્રો સાથે મુદ્રણની વિશિષ્ટતા

* ભોળાનાથથી ઓળખાતો બળદ જેમાં તેના માલિકો તરફથી પોતાની ઢબે ( મળેલી માહિતી અનુસાર ) એક દેવીનું અવતરણ કરવામાં આવે છે અને એની શક્તિથી બળદ સાચા ખોટાની ખાત્રી કરી આપે છે આવા બળદ પાસે વિવિધ યન્ત્રોવાળા માણસો રાખીને કયો યન્ત્ર આકાર અને મંત્રપદોની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે? આ બે બાબતના પ્રશ્નો પૂછતાં મારાવાળો યન્ત્ર લઇને ઉભેલા યુવાનને જઇને તેને સ્પર્શ કર્યો હતો, ત્રણવાર ટેસ્ટ કર્યો. ત્રણેય વાર એક જ જવાબ મળ્યો હતો. આ એક કુતુહલ પ્રેરક પ્રયોગ હતો. જે બે વાર અજમાવ્યો.

પૂર્વક, અનેરી ભાત પાડનારી પૂજન વિધિ જ્યારે છપાય ત્યારે જ મારા યંત્રનાં અધિષ્ઠાયક વલયનું પૂજન છાપવું, આવો નિર્ધાર ૨૦, વર્ષથી કરેલો, પણ પૂજનવિધિની પ્રેસકોપી વિવિધ કાર્યરોકાણ તેમજ અન્યાય કારણોસર તૈયાર કરી શકાણી નહીં એટલે થયું કે ક્યાં સુધી આ વાત અદ્ધર રાખવી? એટલે પછી મેં આજ પુસ્તિકામાં પરિશિષ્ટ નં. ૫, ના મથાળા નીચે મારા યન્ત્રના અધિષ્ઠાયક વલયનું પૂજન કરવું હોય તો કયા મંત્રપદો બોલીને કરવું જોઈએ? તે માટે મેં આ પુસ્તિકામાંજ અલગ પૂજન આપી દીધું છે.

વિધિકારકો તેને પોતાની નોટમાં ઉતારી લે. અથવા વિધિવાળાઓ માટે હું જુદું પાનુ છપાવી મોકલી આપીશ તો તેનો ઉપયોગ કરે. આ અધિષ્ઠાયક વલય મારું કેમ અલગ છે તે માટે મેં પ્રસ્તાવનામાં લખ્યું છે તે વાંચી લેવુ.

આ પુસ્તિકામાં સુધારા વધારા સાથેની પ્રસ્તાવનાએ ૧થી૭૩ પાનાં રોક્યા છે. ત્યાર પછી ઉપયોગી રસપ્રદ છ પરિશિષ્ટો આપ્યાં છે, ઉપાધ્યાયજીનો, તેમજ ભગવાન પાર્શ્વનાથજીનો રંગ ભૂરો કે લીલો એની ચર્ચા કરી છે, એમાં વ્યથિત હૃદયે કટુસત્ય પણ લખવું પડ્યું છે અને ભગવાન શ્રી મહાવીરના અભૂતપૂર્વ નિર્વાણ મહોત્સવ નિમિત્તે તૈયાર થયેલા અને થનારા ધ્વજ અંગે જાગેલા અર્થહીન વિરોધ અંગે ઇસારો કર્યો છે. પૂજનવિધિ અંગે અનાહતપૂજન તથા શાંતિકલશની ચાલી આવતી મહત્વની અશુદ્ધિ તથા અન્ય કેટલીક હકીકતો અંગેની બાબતોથી પુસ્તિકા અલંકૃત થઇ છે. બે ત્રણ ફર્મા જેટલી જ પુસ્તિકા છાપવાની ધારણા છતાં તે લગભગ નવ ફર્મા સુધી પહોંચી ગઇ છે.

પૂજનવિધિ અંગે જે જે મહત્વની અવશેષ બાબતો કહેવાની છે તે બધી જ પૂજન વિધિની આદર્શ સચિત્ર પ્રતિ છપાશે ત્યારે તેમાં જણાવીશ કાં સ્વતંત્ર લેખ દ્વારા પ્રસિદ્ધ કરીશ. અંતમાં

નામી અનામી સહુનો તથા પૂજ્ય ગુરુદેવોનો તથા પાલીતાણાના શ્રી બહાદુરસિંહજી પ્રેસ તથા શ્રી ભગવતી પ્રેસનો આભાર માની આ નિવેદન પૂર્ણ કરું છું.

વાંચકો! મનન ચિંતન પૂર્વક વિચારે, અને ભુલચૂક હોય તે મને જણાવે તેવી નમ્ર વિનંતી છે.

સમીક્ષા-તુલના માટે ઉપયોગી થાય એ માટે મારા સંપાદિત યન્ત્રનો બ્લોક છાપ્યો છે. અને બીજો બ્લોક ૩૫, પ્રશ્નોની પ્રશ્નાવલી પ્રસંગે મારી માન્યતા કે વિકલ્પોને સમજવા માટે બહાર પાડેલો તે પણ છાપ્યો છે.

પ્રેસમાં ૐ ટાઇપ પૂરા ન હતા, તેથી 'ओँ' આવા ટાઈપ છાપવા પડયા છે. પરિશિષ્ટો પૈકામા લેવાના હતાં પણ તે પ્રેસથી બની શક્યું નહીં. કેટલીક અશુદ્ધીઓ રહી ગઇ છે. ટાઇપો ઉડી ગયા છે. તો વાંચકો સુધારીને વાચે.

પાલીતાણા — મુનિ યશોવિજય

તા. ૧-૧-૭૮



# એક ભવ્ય સંભારણું

ગીરનાર તીર્થ પદયાત્રા સંઘમાં આ પુસ્તિકાના ફર્મા પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રતાપસૂરીશ્વરજી મહારાજે સાદ્યન્ત-સંપૂર્ણ વાંચી લઈને ખૂબજ પ્રસન્નતા વ્યક્ત કરી હતી અને વિવિધ દૃષ્ટિકોણથી લખાએલી અને વિવિધ સામગ્રીના સંગ્રહથી પૂર્ણ પુસ્તિકાથી ખૂબજ પ્રભાવિત બન્યા હતા.

પૂજ્યશ્રીજી એટલે તો જાણે પુસ્તકનો જીવડો, વાચનનો શોખ અસાધારણ, સંઘયાત્રામાં શારીરીક અસ્વસ્થતા, શ્રમ, લોકોની ભરચક આવકજાવક, છતાંય આ પુસ્તકનુ એટલુ બધુ આકર્ષણ એમને થયુ કે ગમે તે રીતે સમય મેળવી તેઓશ્રી પુસ્તક પુરૂં વાંચી ગયા એમની શારીરિક પરિસ્થિતિમાં તેઓશ્રી માત્ર સિંહાવલોકન કરી લેશે એવી મારી ધારણા હતી. પણ તેઓશ્રીએ તો ધોરાજીમાં ચોપડી પાછી આપતાં કહ્યુ કે

" આખી ચોપડી વાંચી ગયો છું અને મારી જરાએ કલ્પના ન હતી, એવી બધી વાતો-સામગ્રી તમે પીરસી છે. કેટલીએ બાબતોમાં તો નવો નવો પ્રકાશ આપ્યો છે હું તમને કયા શબ્દોમાં નવાજુ ?" વગેરે...ઉદ્ગારો કાઢયા હતા.

પુસ્તક વાંચનના અસાધારણ રસના કારણે એઓશ્રીના વાચન ક્ષેત્રમાંનુ ખરેખર ! આ પુસ્તક અન્તિમ પુસ્તક બની ગયુ.

તેઓશ્રીના મારા માટેના નક્કી કરેલા નિયમ અને સ્વભાવ પ્રમાણે વિનંતિ કરેલી હોવા છતા, કશો સુધારો વધારો સૂચવ્યો નહિં. બે સ્થળે માત્ર અક્ષરની જ અશુદ્ધિ હતી, તેજ સુધારી હતી. મારે તો શરીરની અત્યન્ત પ્રતિકુલ સ્થિતિમાં પણ તેઓશ્રી આ પુસ્તિકા સાદ્યન્ત વાંચી ગયા એ વાત મારા માટે કંઈ ઓછી ગૌરવ લેવા જેવી નથી અને તેથી તે પૂરતો આનંદ જ માનવો રહ્યો.

એક વાતની યાદ આપું કે (પ્રાયઃ) " મારી નાની મોટી હરકોઈ વિચાર, પ્રવૃત્તિ કે નિર્ણયને સદા-સર્વથા ટેકો જ આપવો " આવો ધર્મ અસાધારણ રીતે માની રહેલા, પૂજ્યપાદશ્રીજીએ જ 'મારી પ્રસ્તાવના છપાવી જ જાઇએ.' એવો સહુથી વધુ આગ્રહ કર્યો હતો. એના જ પરિણામે આ પ્રકાશન થવા પામ્યું.

યશો

# યન્ત્ર પ્રકાશનનો ઇતિહાસ

પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજે વ્યાપક અવગાહન કરી ઊંડું સંશોધન કરી, અથાગ પરિશ્રમે સંશોધન કરી, સુંદર રીતે સંપાદન કરીને જે યંત્ર તૈયાર કરી ત્રણ રંગમાં છપાવરાવ્યું, તે સેંકડો વરસના મળતા પ્રાચીન અર્વાચીન યન્ત્રોમાં આકૃતિ, મંત્ર, પદશુદ્ધિ અને કલાત્મક દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ હતું, એમ કંઈપણ ખેંચતાણ વિના, તટસ્થ દૃષ્ટિએ, વિનમ્ર ભાવે કહીએ તો અયોગ્ય નહીં ગણાય. આ વાત આ પુસ્તકમાં પણ જણાવી છે.

આ યંત્ર પ્રથમ તો ૧૮/૧૩ ઇંચની સાઇઝમાં કાગળ ઉપર ત્રણ રંગમાં છપાવરાવ્યું. તેની બીજી આવૃત્તિ, નાની સાઇઝ ગ્રાહકોને વધુ અનુકૂળ થતી હોવાથી તેથી અડધી ૧૨॥/૯॥ની સાઇઝમાં નવો બ્લોક બનાવીને તે પણ ત્રણ કલરમાં છાપી, આ બ્લોક કાગળ ઉપર પ્રથમ છાપ્યો, પછી આઈવરી કાર્ડ પર છાપ્યો, તેમજ પરદેશના સારે કિંમતના મારબલ પેપર ઉપર પણ છાપ્યો, બીજા વિવિધ જાતના કલર પેપરોમાં પણ છાપ્યા પણ આ બધા તો પૂ૦ મુનિશ્રી વિવિધતાના શોખીન હોવાથી થોડીક સંખ્યામાં જ છાપ્યા હતા.

ત્રણ કલરનો બ્લોક કપડાં ઉપર છાપવો એ કામ રજીસ્ટ્રેશનની દૃષ્ટિએ સામાન્ય રીતે કપરું હોવાથી કોઇ પ્રેસવાળો જલદી હા ન ભણે પણ મુનિશ્રીએ એનો એવો સુંદર રસ્તો શોધી આપ્યો કે તે બહુ શ્રેષ્ઠ અને સ્પષ્ટ રીતે છપાયા અને પ્રેસવાળાને પણ નવું માર્ગદર્શન મલ્યાનો આનંદ થયેલો. સુતરાઉ અને રેશમી બંને જાતના વિવિધ રંગી કપડાં ઉપર સેંકડો યન્ત્રો અણી શુદ્ધ રીતે અને અભૂતપૂર્વ કલરોથી છપાયા હતાં. આ યંત્રો ખાસ તો સાધુ સાધ્વીજી માટે તૈયાર કરાવ્યા હતાં.

તા. ક. સં. ૨૦૭૬માં સિદ્ધચક્રની ૬/૮ નાની સાઇઝ પણ ત્રણ કલરમાં કાગળ કપડાં ઉપર છપાવી છે.

તાંબા ઉપર પણ સેંકડો યન્ત્રો તૈયાર થઈ દેરાસરો અને સેંકડો ઘરોમાં પહોંચી ગયા. એમાં નાનામાં નાનું યંત્ર ત્રણથી પાંચ ઇંચનું હતું. મોટામાં મોટાં ૧૮/૨૩ ઇંચ આસપાસનાં હતાં.

ત્યાર પછી મુનિજીએ મીના તરફ દૃષ્ટિ દોડાવી અને રાજકોટથી કારીગરને બોલાવી કિંમતી માર્ગદર્શન આપી, નાનીમોટી સાઈઝના યંત્રો બજારમાં વેચાણ મુકાતાં પ્રતિ વર્ષે વેપારીના કહેવા મુજબ લગભગ ૩૦૦ ત્રણસો યન્ત્રો દેશભરમાં જતા હતા. આમ હજારો યંત્રો પૂજાતા થયાં.

મીનો વધુમા વધુ પાચ ઇંચે પહોંચ્યા હતો, એથી વધુ મોટી સાઇઝમાં મીનાનુ કામ થતુ ન હતુ, કરવા જાય તો ફાટી જાય એટલે મુનિજીએ કારીગરને માર્ગદર્શન અને હિંમત આપી, પ્રારંભમાં નુકસાન થાય તો પણ હુ નુકસાની ભરપાઇ કરાવી આપવાની બાંહેધારી આપીને હિંમતથી આગળ વધવા કહ્યું, કારીગરે ગભરાટ સાથે પણ મુનિજીની સૂચનાને માન આપી પોતાની બુદ્ધિને બરાબર કામે લગાડી કાર્ય કર્યું. પરિણામે તેને ભારે સફળતા મલી. આઠ ઇંચનો યંત્ર મીના ઉપર તૈયાર કર્યો. મીનાના ક્ષેત્રમાં કામ કરનારી વ્યક્તિઓ મોટો પીસ જોઈ મુગ્ધ બન્યા કારીગરને ધન્યવાદ આપ્યા. આ રીતે મોટી સાઇઝના યંત્રો જૈનોના ઘરે પહોંચ્યા વળી આ યન્ત્રની વિવિધ સાઇઝમાં ફોટો-પ્રાફો પણ ઘણા બન્યા

એલ્યુમીનીયમ ઉપર નાની મોટી અનેક સાઈઝમાં, અતિ ભવ્ય સેંકડો યંત્રો બની ગયા. ચાંદી સોના ઉપર પણ નમૂના તરીકે બન્યા ફક્ત એક બીલોરી કાચ ઉપર થનારૂં કામ અધૂરૂ રહી ગયુ.

આમ વિવિધ પ્રકારના માધ્યમો ઉપર જૈન શ્રીસંઘને યન્ત્રો જે પ્રાપ્ત થયાં એ મુનિજીના વૈવિધ્ય ભર્યો, કલા પ્રેમ અને જૈન સમાજને નવુ નવું કઇને કઇ આપવાની ઉપકારક ભાવનાને આભારી હતું

વિવિધ માધ્યમ પરના યંત્રો પણ વિવિધ માપનાં પ્રગટ થયાં છે. અનેક દેરાસરોમાં આરસ ઉપર અને ભીંત ઉપર પણ બની ગયાં. મારા ખ્યાલ મુજબ આરસ ઉપર સહુથી શ્રેષ્ઠ કામ વડોદરા કોઠીપોળ જૈન દેરાસરનુ વખણાય છે — પ્રકાશક ખ્યાલ

# જરૂરી શુદ્ધિ પત્રક

**નોંધઃ**–વાચકો સ્વયં શુદ્ધિ કરી શકે તેવી અલ્પવિરામ, પૂર્ણવિરામ કે ઉડી ગએલા ટાઈપો જેવી અશુદ્ધિઓનુ શુદ્ધિ પત્રક અત્ર ન આપતાં ફક્ત અતિ જરૂરી અશુદ્ધિઓનું શુદ્ધિ પત્રક જ અહીં આપ્યુ છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૧ | ૧ | માનવીય દરેક | માનવીય બુદ્ધિ દરેક |
| ૧૩ | ૩ | નહિ આત્માના | નહિ પણ આત્માના |
| ૩૬ | ૧૧ | કોક | આ શબ્દ રદ કરવો |
| ૪૮ | ૮ | ક્યોં તેવું | ક્યોં હોય તેવું |
| ૫૧ | ૧૬ | એવું ન | એવું નિશ્ચિત રૂપે ન |
| ૫૨ | | ઠેઠ નીચે ટીપણી નંબર ૨ છે ત્યાં એક સમજવો, | |
| ૫૩ | | ટીપણ, પાનામાં નીચે જ છાપવું જરૂરી હતુ પણ પ્રેસ ભૂલથી ૫૩ મા પાને અને પાછું ઉપર છપાઈ ગયુ છે. | |
| ૬૭ | | વાચન | વાંચન |
| ૬૮ | | પજ્ઞ | પજ્ઞ |
| ૬૯ | | નીચે ટીપણમાં 'યન્ત્રના કલશ પાઠના પ્રારભમાં' આ રીતે સમજવુ. | |
| ૭૦ | ૧૫ | | 'કે' ટાઈપ રદ કરવો. |
| ૭૩ | ૬ | વિ | વ |
| ૮૨ | | ह | क्ष |
| ૮૮ | | ટીપણી નંબર નકામો છે. | |
| ૯૫ | ૧૨ | ૧૦ | ૨૦ |
| ૧૦૪ | ૨૨ | હેકડો | સેકડો |
| „ | „ | ગયયો | ગયો |
| ૧૦૫ | ૧ | ફરમાય | ફરમાવાય |

० × ०

## વિચારવમળમાં ટકરાતા શાંતિકળશ અંગેના પ્રશ્નોના જવાબો આપવા સુજ્ઞોને વિનંતી.

૧. શું શાંતિકળશ ઉભા ઉભા જ કરવો જોઇએ?

૨. શું તે સજોડે જ કરવો જોઇએ?

અરિહંત ભગવંતનું મહાપૂજન જેનું અસલ નામ શાંતિકર્મ છે અને જે "આચારદિનકર" ગ્રન્થમાં આપેલું છે. એમાં શાંતિ કળશ કેમ કરવો તેનો વિધિ બતાવ્યો છે. ત્યાં ઉભા ઉભા કળશ કરવાનું જણાવ્યું નથી. સજોડે કરવાનું લખ્યું નથી. વળી કુંભને બાજોઠ પર પધરાવીને પછી બને બાજુએ બે સ્નાત્રીઓ બેસે અને તેઓ વચમાં શાંતિકુંભમા કળશથી જલધારા કરી રહેલી મુખ્ય વ્યક્તિના કળશમા જલધારા અખંડ રહે એ માટે પોતાના હાથના કળશો દ્વારા સ્નાત્રજલ પ્રક્ષેપ કર્યા કરે, આ પ્રમાણે વિધિ જણાવ્યો છે.

પણ આજકાલ આ વિધિ જળવાતો નથી. આજે તો ઘી બોલનાર વ્યક્તિ હોય તેને તેમના ધર્મપત્ની સાથે સામસામા ઉભા રાખી, બંને હાથના આંગળા સામસામા પરોવીને સંયુક્ત બનેલી હથેલીમાં કળશ મુકાવરાવે છે અને જે બોલી ન બોલ્યા હોય તેવી વ્યક્તિ અથવા અન્ય કોઇ વ્યક્તિ તેમાં શાંતિધારા અર્થાત્ જલ પ્રક્ષેપ કરે છે, જે વ્યક્તિ પોતાની શાંતિ માટે ઘી બોલી હોય, એ વ્યક્તિ શાંતિધારા ન કરે તે વાત શું યોગ્ય છે ખરી?

કેમકે શાંતિફલની પ્રાપ્તિનો મુખ્ય સંબંધ જલધારા સાથે છે. પાણી અને કળશ શાંતિનાં પ્રતીક છે. અને આ પાણીની ધારા ઘી બોલનારે જ કરવી જોઇએ, જેથી તેનો

એને બદલે ઘી બોલનાર વ્યક્તિને ઉભા કરી ઘડો હાથમાં પકડાવવામાં આવે છે. મારી સમજ પ્રમાણે આ વાત બરોબર નથી લાગતી. તો જાણકાર અનુભવીઓને વિનંતિ કે તેઓ પોતાનું મન્તવ્ય મને જણાવે

હવે મોટીશાંતિ જે કળશધારા વખતે બોલવામાં આવે છે એ મોટીશાંતિમાં જ કળશ કેમ કરવો તેની વિગતો ધપા શાંતિઃ પ્રતિષ્ઠા પાઠમાં આપી છે. જે નીચે મુજબ છે.

'સ્નાત્ર' પુરૂં કર્યા બાદ ઘી બોલેલો સ્નાત્રિક અને તે ન બોલાયું હોય તો કોઈ પણ સુલક્ષણો (અખંડિત અંગોપાંગવાળો) સ્નાત્રીયે સ્નાત્રમંડપમાં ઉભો રહીને પાણીથી [1]કળશ ડાબા હાથમાં ધારણ કરીને, જમણો હાથ કળશના મુખ ઉપર સ્થાપન કરીને એટલે કે હાથથી કળશને ઢાંકીને મોટી શાંતિનો પાઠ સુંદર, સ્પષ્ટ, અને શુદ્ધોચ્ચાર સાથે ઉદ્‌ઘોષણા પૂર્વક (એટલે સહુ સાંભળે તે રીતે) બોલીને પાણીને અભિમંત્રિત કરે. જેથી પ્રસ્તુત પાણી પ્રભાવક બની [2]જાય."

અહીંઆ ઉભા રહેવાની વાત કરી, પણ ધારા કરવાની વાત જ નથી, કેમકે આ ઘડો નથી. કળશ છે. છોટું પાત્ર છે. વળી ક્રિયા પણ સ્નાત્રની નાની છે. વળી ઘડો હાથમાં રાખી શકાતો નથી એક હાથે પકડીને બીજા હાથે ધારા થાય તે શક્ય પણ નથી. અને અહીં એકજ વ્યક્તિની જરૂરીયાત દર્શાવી છે. સજોડેની વાત નથી. વળી ચાલુ સ્નાત્રમાં તેની હાજરીનો પણ સંભવ અત્યલ્પજ હોય છે એટલે તે બાબત વિચારવાનું રહેતું પણ નથી.

૨ અહીંયા મોટા કુંભનું પ્રયોજન નથી માત્ર કળશનું જ છે.

૨. રોજના સ્નાત્રને અન્તે કળશમાં કળશ કરનારના ગળામાં હાર હોવો જોઈએ. કળશને કુંકુમ ચંદનના છાંટણાં, કુસુમાંજલિથી વધાવવાનું, વાસક્ષેપ પૂજા, ધૂપની હાજરી વગેરે વિધિ લક્ષમાં રાખવો જોઈએ. બીજી બાબત ગુરુગમથી જાણી લેવી.

જો કે હાલમાં સર્વત્ર સ્નાત્ર ભણાવનારા ઉપરોક્ત વિધિ મુજબ કળશ કરતા હોય તેવું જોવામાં નથી આવતું. મોટા ભાગે ઉભડક બેસીને, બે હાથે કળશ પકડીને કુંડમાં જલધારા કરે છે.

૨શાંતિકર્મ એટલે અરિહંત ભગવંતના મહાપૂજનના અન્તે જે કળશ કરવાનું વિધાન છે ત્યાં તો કળશને ચોરસ બાજોઠ ઉપર મુકવા સૂચવ્યું છે. એટલે ફલિતાર્થ એ થયો કે બેઠા બેઠા કળશ ભરવાનો છે.

કેટલાકને એમ થાય કે ઉભા ઉભા સજોડે ભરવાથી શોભા બની રહે વગેરે પણ એ વાત બીજા નંબરે વિચારવાની છે. પ્રથમ મુખ્ય વિધિ શું છે તેજ નક્કી કરવું જોઇએ. જેનો જે વિધિ હોય તે જ વિધિ થાય તેમાં જ ઇષ્ટ ફલની પ્રાપ્તિ છે.

०

**છઠ્ઠા પરિશિષ્ટ પ્રસંગે અગત્યતા આપવા જેવો એક પુરાવો શરતચૂકથી જ રહી ગયો હતો જે અહીંઆ આપું છું. ઉપાધ્યાયજીના રંગની વિચારણામાં તે ખૂબજ ઉપયોગી થશે.**

मूल मरगयभा उवज्झाया०॥ (सिरिकहा, गा. ७) टीका-मरकतसदृशा नीलवर्णाः। मूल-सेयारुणपियंगुवन्न०॥ टीका-प्रियंगुवृक्षविशेषः। स च नीलवर्णस्तद्ध्याने उपाध्यायाश्चि[illegible]या नीलत्वात् तेषाम्

નીલવર્ણ કેવો? એ માટે એક સ્થલે મયૂરગ્રીવસંકાશ શબ્દ વાપર્યો છે જ્યારે તત્ત્વાર્થ ટીકાકાર શ્રી સિદ્ધસેનજીએ નીલ શબ્દથી શુકપિચ્છનો રંગ સમજવા જણાવ્યું છે.

૩. આ કળશ વખતે કુશ એટલે દુર્વાની જે વાત પણ કરી છે તે સમજી લેવી.

અવતરણ- આ નાનીશી પુસ્તિકા પ્રસ્તાવનાની છે. આ પ્રસ્તાવના ૨૦૩૨ ની સાલમાં પં. શ્રી શતાવધાની ધીરજલાલ ટોકરશીની અભ્યાસી કલમે લખાએલા 'સિદ્ધિદાયક સિદ્ધચક્ર' માટે લેખકની વિનંતિથી લખવામાં આવી હતી. પરંતુ તૈયાર કરવામાં ધારણાથી વધુ સમય નીકળી જવાથી મોડી લખાણી. પરિણામે ગ્રન્થમાં દાખલ કરવાનો સમય ન રહ્યો. પણ મારા પૂજ્ય ગુરુદેવો તથા અન્ય વ્યક્તિઓએ કહ્યું કે પ્રસ્તાવના લખી છે તો તે જુદી બુકલેટ રૂપે પણ પ્રકાશિત તો કરવી જ જોઈએ. એટલે છપાવાનો નિર્ણય લીધો સાત મહિના બાદ પાલીતાણા આવ્યા ત્યારે છાપવા માટે નક્કી કર્યું, અને પ્રસ્તાવનામાં ઘટતા સુધારા-વધારા કરી તેને પ્રકાશિત કરી છે.

મારી અલ્પ-સ્વલ્પ સુઝ, ક્ષયોપશમ પ્રમાણે મારા વિચારો અને વિધાનો અને માન્યતાઓનો આમાં ખ્યાલ આપ્યો છે. આ બધું આખરી જ છે એમ પણ નથી. માટે અભ્યાસીઓ પ્રસ્તાવના વાંચી જરૂરી સૂચના સુધારી જરૂર સૂચવે એવી નમ્ર વિનંતિ છે.

મુનિ યશોવિજય

જૈન શ્રી સંઘમાં વર્તમાનમાં બે યંત્રો વિશેષ જાણીતા અને પ્રચલિત છે. એનાં નામો ક્રમશઃ સિદ્ધચક્ર અને ઋષિ-મંડલ છે. આ બંનેની આરાધના અને ઉપાસના હજારો ભાવિકો કરી રહ્યા છે. આ બંનેમાંય વિશેષ પ્રધાનતા, વ્યાપકતા અને પ્રસિદ્ધિ 'સિદ્ધચક્ર' યંત્રની છે, એમાં માત્ર નવપદના નવખાનાંવાળો યન્ત્ર હોય કે કલશાકાર યન્ત્ર હોય પણ બંનેને સિદ્ધચક્ર જ કહેવાય છે. નાનાને લઘુ અને મોટાને બૃહદ્ (યંત્ર) કહેવાય છે.

## સિદ્ધચક્રની વિશેષ પ્રસિદ્ધિ શાથી ?

પ્રસિદ્ધિમાં અનેક કારણો છે. એક તો સિદ્ધચક્રની આરાધના શાશ્વતી હોવાથી અનાદિકાલીન છે. જૈન ગ્રન્થોના કથન મુજબ તે લાખો વરસોથી ચાલી આવે છે. વળી આની ઉપાસના સામુદાયિક રૂપે પણ થતી હોય છે. જ્યારે ઋષિ-મંડલની ઉપાસના સિદ્ધચક્ર જેવી પ્રાચીન નથી, અને શાશ્વતી તો નથી. એનું ક્ષેત્ર સિદ્ધચક્રની અપેક્ષાએ મર્યાદિત છે.

## નવ નવ દિવસની સમૂહ આરાધના

સિદ્ધચક્રની વ્યાપકતા કે પ્રસિદ્ધિ માટેનું મોટું પ્રબળ કારણ એ છે કે આની આરાધના–ઉપાસના માટે વર્ષમાં

ખાસ બે તહેવારો–પ્રસંગો નિર્માણ થયા છે. એક ચૈત્ર સુદમાં, અને બીજો આસો સુદમાં. અને આ પર્વોત્સવ એક બે દિવસના નહીં પણ ખાસા નવ નવ દિવસ સુધી ઉજવાય છે. તે વખતે શહેરોનાં અનેક જિનમંદિરો સિદ્ધચક્ર કે તેના બૃહદ્ યન્ત્રના પૂજાપાઠ અને ગીત–ગુણ–જ્ઞાનની ભક્તિથી ગાજી ઉઠે છે. આ ઉત્સવથી તે દિવસોમાં એક ધર્મભાવના સભર વાતાવરણ સર્જાય છે. હજારો ભાવિકો ભક્તિની ગંગામાં ડુબકી મારી પાવન થતાં એક પ્રકારની હળવાશ અનુભવે છે અને આધ્યાત્મિક દિવ્ય આનંદની મજા માણે છે.

ઉપાશ્રયોમાં પણ મુનિમહારાજાઓ સિદ્ધચક્ર–નવપદજીનું સ્વરૂપ–મહાત્મ્ય એની મહત્તા પ્રભાવ એની આરાધના કેમ કરવી તે સમજાવે છે અને એની શ્રેષ્ઠકોટિની અખંડ આરાધના કરનારા મહામના આદર્શ મહાનુભાવો શ્રીપાલ અને મયણાનાં ભવ્ય અને પ્રેરક ચરિત્રને નવ દિવસ સુધી સુંદર રીતે સમજાવે છે એથી આરાધના જીવંત બની રહી છે. સુદીર્ઘકાળથી સુવિખ્યાત અને સર્વ સામાન્ય જૈનો માટે આ બાબત સુપરિચિત હોવાથી સિદ્ધચક્રની આરાધના સવિશેષ પ્રસિદ્ધ છે.

## આયંબિલ તપ અને ભોજન વ્યવસ્થા

આરાધના યથાર્થવિધિ જાળવીને કરવી હોય તેને તપ કરવો પડે છે. એકાસણુ કે એકટાણાની જેમ આ તપમાં પણ બપોરના એકજ વખત બેસીને ભોજન લેવાનું હોય છે. ભોજન પછી સૂર્યાસ્ત પહેલાં માત્ર ગર

પીવાનું હોય છે. પણ આ તપનું ભોજન લુખું અને નિરસ હોય છે. કેમકે આ તપમાં દુધ, દહીં, ઘી, ગોળ, સાકર કે તેની બનાવેલી ચીજ કે લીલોતરી ફ્રૂટ-મેવો વગેરે વાપરવાનાં હોતાં નથી. ફક્ત અનાજ કે તેના લોટની બનાવેલી ચીજો જેમાં ફક્ત મીઠું મરી આ બે જ વસ્તુ નાંખેલી હોય છે તેવી બધી વસ્તુઓ વાપરી શકાય છે. આ તપને જૈનધર્મની પરિભાષામાં 'આયંબિલ' તપ ( આચામ્લતપ ) કહેવાય છે. વળી આ નવેય દિવસની આરાધનાના તબક્કાને કે મર્યાદાને 'ઓળી' અથવા 'આયંબિલની ઓળી'–નવપદજીની ઓળી–સિદ્ધચક્રજીની ઓળી' આવા નામોથી ઓળખાવાય છે. ઉત્કૃષ્ટ રીતે તપ કરનારા મીઠા વિનાનું કાં માત્ર મીઠાવાળું ભોજન લે છે.

નવે દિવસ તપ કરવાવાળો વર્ગ મર્યાદિત હોય છે. એમાં વિધિપૂર્વક ઓળી કરવાવાળો વર્ગ એથી પણ ઓછો હોય છે. પણ ઓળીના નવ દિવસ દરમિયાન આ તપનો આદર કરવામાં મંગલ નિમિત્તે એક બે કે ત્રણ ( પહેલું છેલ્લું ખાસ) આમ છૂટક આયંબિલ કરવાવાળો વર્ગ ઘણી વિશાળ સંખ્યામાં હોય છે. આ માટે નાના મોટા શહેરોમાં આયંબિલશાળાઓ–ખાતાઓ ચાલે છે. જ્યાં આ તપની રસ કસ વિનાની જાત જાતની લુખી રસોઈ રસોઈઆઓ બનાવે છે ત્યાં તમામ સગવડ હોય છે એટલે સેંકડો માણસો ત્યાં જઈને જ ભોજન કરી લે છે. જેને ત્યાં ન જવું હોય તો તે પોતાના ઘરે લુખું ભોજન કરી જમી લે છે.

## આયંબિલ તપથી થતો લાભ

આવા લુખા ભોજનથી ઇન્દ્રિયો કે તેના અશુભ વ્યાપારોનું અવમૂલ્યન થાય છે. એમાં શેષ ચાર ઇન્દ્રિયોને ઉત્તેજિત કે વેગ આપનારી રસના (જીહ્વા) ઇન્દ્રિય પર અંકુશ આવે છે. પરિણામે ઇન્દ્રિયોની વાસના–વિકારો ક્ષીણ થતા જાય છે, આહાર સંજ્ઞામાં ઘટાડો અને સારું સારું આરોગવાની વૃત્તિઓનો ઉપશમ થાય છે. વળી તપોધર્મ એ જીવનને આધ્યાત્મિક જીવનની નિકટતા કેળવવાની અનેરી તક આપે છે. જૈનસંઘમાં અખંડ રીતે પાંચસો પાંચસો આંબેલ કરનારા છે.

## આરાધનામય જીવન જીવવાની તક

તાત્પર્ય એ કે આ નવ દિવસોની આયંબિલની ઓળીની વિધિપૂર્વક આરાધના કરનારા વહેલી સવારથી ઉઠીને રાત સુધીનો સમય બેય વખત પ્રતિક્રમણ, પૂજા, દેવવંદન, પ્રવચન શ્રવણ, જપ–ધ્યાનમાં જ પસાર કરે છે. આ કારણે બહારના આરંભ–સમારંભના પાપથી અનાયાસે જ બચવાનું બને છે. બાહ્ય આલંબન બાહ્ય શુદ્ધિનું અને આભ્યન્તર આલંબન એ આભ્યન્તર શુદ્ધિનું અંતરંગ કારણ છે. આભ્યન્તર કે ભાવશુદ્ધિ વિનાના ક્રિયાકાંડ કે અનુષ્ઠાન ઇષ્ટ કે યોગ્ય ફળને આપતા નથી, માટે વિધિશુદ્ધિ અને ભાવશુદ્ધિ બંને જાળવીને જ હરકોઇ આરાધના કે ઉપાસના કરવી જોઇએ.

ઉપર જણાવેલાં કારણે સિદ્ધચક્રની આરાધના જૈનસંઘમાં સુદીર્ઘકાલથી સુવિખ્યાત અને સર્વસામાન્ય જૈનો માટે ચિર-

પરિચિત બાબત હોવાથી તેની પ્રસિદ્ધિ વિશેષ હોય તે સ્વાભાવિક છે. સિદ્ધચક્ર સાથે ઓળી–આયંબિલનો ઘનિષ્ઠ સંબંધ હોવાથી તે અંગેની કિંચિત્ ભૂમિકા દર્શાવી.

હવે યંત્ર અંગે વિચારીએ.

## યંત્રના બે પ્રકારો

આ યંત્રને બે નામથી ઓળખાવામાં આવે છે. એક નામ છે સિદ્ધચક્ર અને બીજું નામ છે નવપદ (નવપદજી)

સિદ્ધચક્ર આ નામ તેના પ્રભાવને અનુલક્ષીને છે. જ્યારે નવપદ તેની યથાર્થ રચનાને અનુલક્ષીને છે. સિદ્ધચક્ર એજ નવપદ છે અને નવપદજી એજ સિદ્ધચક્ર છે. એકજ વસ્તુના બે નામો હોવાથી તેને પર્યાયવાચક તરીકે સમજવા.

## નવપદજીના ગટ્ટા

અહીંઆં જે બે નામો જણાવ્યા તેમાં નવપદથી નવખાનાંના [1]ગોળાકારે બનાવવામાં આવતા ચાંદી, તાંબા કે પિત્તળની ધાતુથી બનાવેલા દહેરાસરમાં પૂજાતા નવપદજીના ગટ્ટા એવા શબ્દથી ઓળખાતા ગટ્ટાજ અભિપ્રેત છે. આ ગટ્ટા કાગળ, કાપડ, પુઠા, ધાતુ કે અન્ય માધ્યમો ઉપર પણ બનાવેલા હોય છે. જ્યાં દહેરાસર નથી હોતું, તે ગામોના લોકો આવા ગટ્ટા રાખીને તેની ઉપાસના–અર્ચના કરે છે.

૧. ક્યાંક ક્યાંક ધાતુના ચોરસ આકારે બનાવેલા ગટા પણ હોય છે.

વંદનીય, પૂજનીય કે આરાધ્ય, એવા નવપદો-નવખાનાંથી યુક્ત હોવાથી તેને નવપદજી તરીકે ઓળખાવાય છે.

**સ્વયં સિદ્ધ યંત્ર**

આ નવપદજી યંત્રની આરાધનાને 'સિદ્ધઆરાધના' કહી છે. સિદ્ધ એટલે જે યંત્રો સ્વયં સિદ્ધ હોય છે. જેની થોડી ઉપાસના પણ તરત ફળ આપવા માંડે, અલ્પ પ્રયાસથી જે સાધ્ય-સિદ્ધ કરે તે, અથવા પરંપરાથી જ જે સિદ્ધ હોવાના કારણે લાંબી સાધના કર્યા વિનાજ શીઘ્ર ફળ આપવા માંડે, આવા યંત્રને 'સિદ્ધ યન્ત્ર' કહેવાય છે, અને આનો આકાર ચક્રની માફક ગોળ હોવાથી એની સાથે 'ચક્ર' શબ્દનું જોડાણ કરતાં 'સિદ્ધચક્ર' આવી નામનિષ્પત્તિ થાય છે.

બીજી અપેક્ષાએ વિચારીએ તો 'સિદ્ધચક્ર' શબ્દને વિશેષણ કહી શકીએ અને નવપદ શબ્દને વિશેષનામ તરીકે પણ કહી શકાય.

ઉપરોક્ત વાત રોજ રોજ પૂજાતા નાના નાના માપના પ્રચલિત નવપદ-સિદ્ધચક્રના (ગટ્ટા) યંત્ર અંગે કહી.



**બૃહદ્ સિદ્ધચક્ર યન્ત્રનો પરિચય**

સિદ્ધચક્ર નવપદજીનો બૃહદ્-વિસ્તૃત યંત્ર પણ છે. નવપદજીના-નવખાનાંને કેન્દ્રમાં રાખીને, આરાધ્ય અને આરાધકોનાં નામવાળા અનેક વલયો-વર્તુલોથી ખૂબજ વિસ્તૃત બનાવાએલા સિદ્ધચક્ર યંત્રને બૃહદ્ યંત્ર તરીકે ઓળખાવામાં

આવે છે, આથી અત્યારે શ્રીસંઘમાં આ યંત્રને 'શ્રીસિદ્ધચક્ર બૃહદ્ યંત્ર' એવા નામથી ઓળખાવાય છે,

નાના સિદ્ધચક્ર-નવપદજીના ગટામાં માત્ર આરાધ્ય જ વ્યક્તિઓ કે પદોને સ્થાન મળ્યું છે, જ્યારે બૃહદ-મોટામાં આરાધ્ય ઉપરાંત ( એની આરાધનામાં સહાયક થનારી ) આરાધક [દેવ-દેવીરૂપ] વ્યક્તિઓને પણ સ્થાન આપવામાં આવ્યું છે જે નાનામાં નથી.

નાના નવપદજીમાં નવ આરાધ્યપદો પૈકી પાંચ આરાધ્ય વ્યક્તિઓ જે ગુણી એટલે ગુણવાન્ છે અને પરમેષ્ઠી શબ્દથી ઓળખાય છે. જેનાં નામ અનુક્રમે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ છે. આ જ પાંચેયને બૃહદ્‌માં ભેદ, પ્રભેદ દ્વારા વિસ્તારથી સ્થાન આપવામાં આવ્યું છે. એટલે આરાધ્ય વિભાગ બૃહદ્‌યન્ત્રમાં વિશાળ સ્થાન રોકે છે. અને દેવદેવીનો આરાધક-સેવક વિભાગ પણ એવુ જ સ્થાન રોકે છે.

આ પ્રમાણે આપણે અહીંઆ બન્ને જાતના યન્ત્ર અંગેની માહિતીનું સામાન્ય દિગ્દર્શન કર્યું.

આ યન્ત્ર શું છે, તેના આકાર પ્રકારો કેવા છે, તેમાં શું શું લખવામાં આવ્યું છે, કેવી રીતે લખવામાં આવ્યું છે, તેના અર્થ અને હેતુઓ શું છે, તેનો મહિમા શું છે? ઇત્યાદિ અનેક બાબતોને ખૂબ સારી રીતે સરળતાથી સુવાચ્ય ભાષામાં લેખકે 'સિદ્ધિદાયક સિદ્ધચક્ર' પુસ્તકમાં સમજાવી છે એટલે એ અંગે વિશેષ કંઇ ન લખતાં કેટલીક બીજી

બાબતો અને કેટલીક મતભેદવાળી બાબતો પ્રત્યે માત્ર અલ્પ-સ્વલ્પ નિર્દેશ કરીશ.

### યન્ત્ર શું વસ્તુ છે?

લોકોપયોગી પ્રચલિત યન્ત્રો બહુધા ચોરસ, ગોળ, ત્રિકોણ કે ષટ્કોણ આકારના હોય છે. ચેતન અચેતનની આકૃતિઓ પૂર્વકના યન્ત્રો વિધવિધ પ્રકારના આવે છે. જેમકે—કમલાકાર આકૃતિ, ભૂમિતિની વિવિધ આકૃતિઓ દ્વારા નિષ્પન્ન યન્ત્રો, વળી પુરુષ, સ્ત્રી, પશુપક્ષી આદિ પ્રાણીઓ વગેરેના આકારોથી યુક્ત યન્ત્રો અને એની અંદર અંકો કે મન્ત્રાક્ષરો લખવામાં આવે છે. કેટલાક યન્ત્રો હ્રીંકારબીજ વગેરે મન્ત્રબીજોથી વેષ્ટન કરી ક્રૌંબીજથી નિરોધ કરેલા પણ હોય છે. ખરેખર! આ પણ એક મહાવિદ્યા કે મહાશાસ્ત્ર છે. અંકોવાળા યન્ત્રો લાખો પ્રકારના બનાવી શકાય છે.

### યન્ત્રનો દેહ કેમ બને છે?

વિવિધ જાતના ચેતન અચેતન પ્રકારના આકારો—પ્રકારો વાળી આકૃતિઓને અંકો, મન્ત્રાક્ષરો, વર્ણાક્ષરો, શબ્દો, શ્લોકો વગેરેથી યુક્ત કરવામાં આવે ત્યારે તે વસ્તુ યન્ત્રનુ રૂપ ધારણ કરે છે. યન્ત્રનો દેહ—ચિત્ર, રેખાઓ, અંકો, (આકાર-પ્રકારો) વર્ણો, શબ્દો, શ્લોકોથી જ રચવામાં આવે છે.

### યન્ત્ર વિજ્ઞાન અને મહિમા

યન્ત્ર વિજ્ઞાન ભારતીય સાહિત્યનું મહાવિજ્ઞાન છે, એની પાછળ એક ઉંડું ગહન રહસ્ય સમાએલુ છે. એમાં કેટલુંક

વાચ્ય હોય છે. અને કેટલુંક અવાચ્ય પણ હોય છે. આ યન્ત્ર-શાસ્ત્રે એટલે કે યંત્રોએ આ દેશના યુદ્ધોમાં વિજય પ્રાપ્તિ પ્રસંગે, ભયંકર ઉપદ્રવો-અનિષ્ટોની શાંતિ, રોગોની અનિષ્ટ શક્તિઓના ઉપદ્રવોની શાંતિ, રાજા-પ્રજાની સુખ-શાંતિ અને આબાદી માટે ઘણો જ મહત્વનો ફાળો આપ્યો છે અને એ નિર્વિવાદ સત્ય છે. આજે પણ આ વિજ્ઞાન ન કલ્પી શકાય ન સમજી શકાય એવા ચમત્કારો સર્જી શકે છે. આ હકીકત કેવળ મારા જ નહીં પણ સેંકડો વ્યક્તિઓના સ્વાનુભવની છે.

બુદ્ધિજીવી અને તાર્કિકવર્ગ આ વાતને ભલે હાંસી અને મજાકની દૃષ્ટિથી જુએ, પણ આવું જોનારાઓને જ્યારે સ્વાનુભવ થાય છે ત્યારે એમના જ દિમાગમાં શ્રદ્ધાના પ્રકાશનું નવું કિરણ જન્મે છે અને ત્યારે તે પોતાની ભૂતકાલીન અશ્રદ્ધાને માટે સ્વયં દુઃખદ શરમ અનુભવે છે. માટે બુદ્ધિવાદીઓએ એક વાત ધ્યાનમાં રાખવી ઘટે કે બુદ્ધિ કે તર્કનું ક્ષેત્ર સીમિત છે. જ્યારે શ્રદ્ધાનું ક્ષેત્ર અસીમિત છે. દરેક વસ્તુની પાછળ કાર્યકારણભાવો અદૃષ્ટ રીતે પણ તેનો ભાગ ભજવતા જ હોય છે, જે સમજવા માટે માનવની મર્યાદિત બુદ્ધિ ઘણી નાની પડે છે કુદરતના [1]પંચતત્વોના

૧. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પાચ તત્ત્વો છે. જે સમગ્ર વિશ્વના આધારભૂત છે. આના આધારે સમગ્ર વિશ્વ ગતિમાન-અગતિમાન છે. આપણા શરીરમા આ પાચ તત્ત્વો છે, એને સારો સંસાર આ પાંચતત્ત્વોથી ઓતપ્રોત છે. આ તત્ત્વો સમ-સરખા

કે મન્ત્રતન્ત્ર વિજ્ઞાનના ગૂઢ અને વિરાટ રહસ્યોનું માનવીય દરેક બાબતોમાં માપ કાઢી શકતી નથી. વિરાટ્‌ને માપવાનો માનવીય બુદ્ધિનો ગજ ઘણો નાનો છે. જયાં તર્ક કે બુદ્ધિનો પ્રકાશ અસ્ત થાય છે ત્યાં જ શ્રદ્ધાનો દીપક પ્રકાશ પાથરવા માંડે છે. માટે બુદ્ધિવાદનો આદર ભલે કરીએ પણ શ્રદ્ધાવાદ અને શક્તિવાદની અવગણના તો કદી ન કરીએ. માનવી જયારે ઘોર અંધકારથી ઘેરાય છે ત્યારે શ્રદ્ધાવાદ જ એનો સહારો બનીને પ્રકાશનો પંથ ચીંધે છે.

યદ્યપિ યન્ત્રના પ્રભાવ અને તેના અનુભવો–સ્વાનુભવોને દર્શાવવાનું કંઈ આ સ્થાન નથી એટલે એ નોંધવાનું અહીં રાખ્યું નથી.

## યન્ત્ર ઉપર શોધ પ્રબંધ લખી શકાય

આ વિષય વિશાળ ગંભીર અને ગહન હોવાથી થોડા લખાણથી સમજાવી શકાય તેમ પણ નથી. આના પર તો ખાસો શોધ પ્રબન્ધ લખી શકાય એટલે આટલાથી જ એનું પૂર્ણ-વિરામ કરીએ.

આ યંત્રોને વિધિવિધાન કરી, તેનામાં ચેતના (કરંટ–પાવર) ઉભી કરવી જોઈએ. તો જ તે ફલોપ્રધાયક બને છે. પછી તેનું ધારણ–સેવન વિધિપૂર્વક થવું જોઇએ.

સમપ્રમાણવાળા રહે તો શાંતિ રહે પણ વિષમ કે અસરખા બનવા માંડે તો અશાન્તિઓ જન્મે છે એટલે આ પાંચેય તત્ત્વો સામે બીનજરૂરી ચેડાં ન કરતાં તેને સુયોગ્ય રીતે નાથવા એજ માનવજાત માટે હિતાવહ છે.

### યંત્રો જરૂર ફળ આપે છે.

જેમ નીરોગી થવા માટે વિજ્ઞ વૈદ્યની દવા દર્દી તર્ક કે દલીલ કર્યા વિનાજ શ્રદ્ધાથી લે છે, એવી જ શ્રદ્ધા આ યંત્ર પરત્વે રાખીને યન્ત્રદાતા કે યંત્રશાસ્ત્રના નિયમોને માન આપીને અટલ શ્રદ્ધાથી તેનું સેવન, ઉપાસના આદિ કરવું જોઈએ. અલબત્ત આપણે એકલા પુરુષાર્થવાદી નથી પ્રારબ્ધ–કર્મવાદી પણ છીએ, એટલે નિશ્ચિતપણે વિધાન ન કરી શકીએ પણ બહુધા યંત્રોપાસના ફળ આપ્યા વિના રહેતી નથી એટલું તો જરૂર કહી શકીએ. પ્રાસંગિક યંત્રવિજ્ઞાન અંગે થોડો નિર્દેશ કરી પ્રસ્તુત વાત પર આવીએ.

### નવપદજીના ગટાનું સામ્રાજ્ય

નવપદજીના નાના ગટા–યંત્રો વરસોથી શહેરો કે ગામડાઓમાં અનેક ઘરે પૂજાતા આવ્યા છે. જ્યારે જિનમંદિરો અલ્પસંખ્યક હતા ત્યારે શહેરો કે ગામડાઓમાં પિત્તળ વગેરે ધાતુના, કપડા કે કાગળ ઉપર બનાવેલા નવખાનાનાં યંત્રોનું જૈન સંઘમાં સામ્રાજ્ય વર્તતું હતું, ત્યારે આ યંત્રોના ચિત્ર બનાવવામાં પણ ભારે વિકાસ થયો હતો. તે વખતે અલ્પમૂલ્યથી લઈને બહુમૂલ્યના યંત્રો બનતા, જેમાં સોનું, મોતી, માણેક વગેરે ઝવેરાતનો પણ ઉપયોગ થતો હતો. આ યંત્રોને કાષ્ઠ કે ધાતુઓની સુંદર ડબીઓમાં મઢવામાં આવતા હતા.

આ યંત્રમાં ગુણવાન્ એવા પંચપરમેષ્ઠીની પાંચ આકૃતિઓને ચીતરવામાં આવે છે. અને વિદિશાના ચાર ખાનામાં

જેનાથી પરમેષ્ઠીઓ ગુણવાન્ કહેવાય છે તે ગુણોનાં નામો લખેલા હોય છે. જેના અનુક્રમે નામ છે, દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપ. આ ચારેય શરીરના નહિં આત્માનાં અવિનાભાવી (કાયમી) ગુણો છે આજ ગુણોનું સંપૂર્ણ પ્રગટીકરણ એટલેજ મોક્ષ અને આ પ્રગટીકરણ માટે જ માનવીએ વિવિધ પ્રકારના ધાર્મિક-આધ્યાત્મિક પુરુષાર્થો કરવાના છે.

## બૃહદ્ યંત્ર અંગે

લઘુયંત્રને બૃહદ્‌રૂપ ક્યારે આપવામાં આવ્યું હશે તે માટે ચોક્કસ સમયનો નિર્દેશ કરી શકાય તેવો કોઈ ઉલ્લેખ મળ્યો નથી. પહેલું યંત્રાલેખન થયું હશે ત્યારે તેનું સ્વરૂપ તેનાં નામોની વ્યવસ્થા, તેના આકાર પ્રકાર વગેરે કેવું હશે તે જાણી શકાય તેવી કોઈ સામગ્રી મને ઉપલબ્ધ નથી થઈ અને કદાચ ખુણે ખાંચરે આરામ કરતી હશે તો તે મારા નયનગોચર નથી બની.

સેંકડો વરસોથી વિનષ્ટ થઈ ગયેલા 'વિદ્યાપ્રવાદપૂર્વ' નામના મહાગ્રન્થમાં આ યંત્રનું વિધાન હતું. ત્યાર પછી વ્યવસ્થિત રીતે આ યંત્રલેખનનું વિધાન પંદરમી શતાબ્દિમાં રચાયેલા 'સિરિવાલકહા' ગ્રંથમાં મળે છે. એટલે સિરિવાલ-કહાના વિધાનને સરખાવી શકાય તેવી બીજી નોંધ ક્યાંયથી મલી નથી એટલે આ માટે તો સિરિવાલકહાની કૃતિને જ एकमेवाद्वितीयम् તરીકે બિરદાવીએ તો ખોટું નથી.

## બીજા પ્રકારના પણ બૃહદ્ યન્ત્રો મળે છે

એક બીજી મહત્વની બાબત નોંધું જે બાબત સમાજમાં ખાસ જાણીતી નથી. શ્રીપાલ કથા માટે બીજી સંસ્કૃત કૃતિ રચાણી. તેમાં તેમણે બૃહદ્ સિદ્ધચક્ર યંત્રનો પરિચય આપ્યો છે, પણ તે આલેખન તદ્દન જુદી જ રીતે કરવાનું બતાવ્યું છે. આ સિવાય એક [1]ત્રીજી પદ્ધતિ પણ છે જે સમાજમાં જાણીતી નથી પણ તેની પ્રતિકૃતિ મારી પાસે છે. આ બંને પ્રકારના યંત્રનો પ્રચાર ખાસ વધવા ન પામ્યો એટલા એના યંત્રો પણ ખાસ જોવા મળતા નથી.

## સંખ્યાબન્ધ પટોનું અવલોકન અને અરાજકતા

સિરિવાલકહાની કૃતિને મુખ્ય માધ્યમ રાખીને વાચકો સિરિવાલકહા ગ્રન્થના શ્લોકોનું પોતપોતાના ક્ષયોપશમ-બુદ્ધિ પ્રમાણે વિવિધ રીતે અર્થઘટન કરીને યન્ત્રો તૈયાર કરતા રહ્યા. પ્રાચીનકાળમાં યન્ત્રો મુખ્યત્વે વસ્ત્ર ઉપર તૈયાર થતા, પછી કાગળ ઉપર પણ થતા રહ્યા. પાછળથી પીત્તળ, તામ્રધાતુ ઉપર પણ ઉતારવામાં આવ્યા. ૨૧ મી સદીમાં ચાંદી ઉપર પણ થવા લાગ્યા. પ્રાચીન વસ્ત્ર પટો મારી સમક્ષ જે આવ્યા હતા તે સત્તરમી સદીથી લઈને ૨૧ મી સદી સુધીના હતા. આથી વધુ જુનાં પટો જોવાનું સદ્ભાગ્ય મને નથી સાંપડ્યું. લગભગ ૪૦૦ વરસના ગાળાના

૧ સિદ્ધચક્રની પૂજન વિધિના અન્તમાં એક સ્તોત્ર છે, જે પૂજનના અન્તે બોલાય છે. તેમાં પણ આલેખન માટે નવો જ આમ્નાય વ્યક્ત કરે છે.

સિદ્ધચક્રના વસ્ત્ર કાગળ કે ધાતુના અનેક યંત્રો જોયા, દૂરવર્તી હતા તેના ફોટા મંગાવીને જોયા અને તેનું ઊંડું અવલોકન પણ કર્યું. આ પટોના નિરીક્ષણ પછી પરીક્ષણ એ કર્યું કે–ભાગ્યે જ કોઈ પટ બીજા પટને મળતો હોય. તમામ પટો આકારની દૃષ્ટિએ અને નામોની દૃષ્ટિએ એક–બીજાથી અલ્પાધિક અંશે ભિન્નતા જ દાખવતા હતા. એટલે એકમતિ કે એકવાક્યતા ક્યાંય જોવા ન મળી. જો કે જે વસ્તુ સમાજમાં વધારે પ્રચલિત હોય (અને એનો મૂળ આધાર ઘસા થયો હોય ત્યારે) તેમાં આવી અરાજકતા ઊભી થવી એ સ્વાભાવિક હતું. ઘણીવાર આવી અરાજકતા એ જ, આ વસ્તુનો ઉપયોગ કેટલો વિશાળ પ્રમાણમાં થયો હતો તેનું પ્રમાણપત્ર બની જાય છે.

**યન્ત્રવિદ્યાના ક્ષેત્રમાં મારો પ્રવેશ**

વિ. સં. ૨૦૦૭ કે ૨૦૦૮ માં મુંબઈ ગોડીજી ઉપાશ્રયમાં મારા પરમપૂજ્ય ગુરુદેવ યુગદિવાકર આચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ જોડે મારું પણ ચાતુર્માસ હતું. તે અરસામાં ધર્માત્મા સુશ્રાદ્ધવર્ય શેઠશ્રી જીવતલાલ પ્રતાપશીને ઇતિહાસ મહોદધિ પૂ૦ પં. શ્રી કલ્યાણવિજયજી મહારાજે સાધના કરવા માટે વસ્ત્રનો સિદ્ધચક્ર યંત્ર ભેટ કરેલો, પ્રસ્તુત યંત્ર બરાબર છે કે કેમ? તે તપાસવા માટે મને આપ્યો. તેમણે એવા ભાવથી આપ્યો કે આ માટે 'આજે હું અનધિકારી છું,' એવું કહેવાની તક જ રહેવા ન દીધી. મેં આ કામનો હળવા અવાજે સ્વીકાર કર્યો. અને યંત્રના ક્ષેત્રમાં મારે ફરજિયાત ઊંડા ઉતરવાનું સદ્ભાગ્ય સાંપડ્યું.

## શ્રેય સંસ્કૃતિનાં ગ્રંથોનું અવલોકન

ત્યારબાદ સંશોધન માટે વૈદિક, બૌદ્ધ અને જૈન સંસ્કૃતિના મંત્ર-તંત્ર-યંત્રાદિકને લગતા અનેક ગ્રંથો અવલોકવાનું બન્યું, ઈંગ્લીશ ઓથરોના પણ કેટલાંક ગ્રંથોના જરૂરી ભાગો અવલોક્યા અને યંત્રની વિશિષ્ટતાઓ, રહસ્યો, પ્રણાલિકાઓ અંગેના કેટલાક ખ્યાલો મેળવ્યા.

## તમામ દર્દોના ઉપાય તરીકે યન્ત્રોનો થયેલો અતિ વ્યાપક ઉપયોગ

ભારતીય વિદ્વાનોએ બાહ્ય અને અભ્યંતર, ભૌતિક કે આધ્યાત્મિક કલ્યાણ માટેના ઉપાયો દર્શાવવા કેવું અને કેટલું મોટું ખેડાણ કર્યું હતું તે જોઈ ગૌરવાન્વિત થવા સાથે નવાઇ અનુભવી ૧૮મી શતાબ્દિથી વીસમી સદીના પ્રારંભના લગભગ ૨૦૦થી વધુ વરસનો ગાળો રાજકીય અંધાધુંધી અને સામાજિક માંદગીઓનો સવિશેષ હતો. આ બધાયથી છૂટકબારો મળે. કોઇપણ પ્રકારના માનસિક, શારિરીક, આર્થિક કે અન્યકોઈ તકલીફો કષ્ટો કે દુઃખ-દર્દોથી મુક્ત થવાય કે રાહત અનુભવાય એ માટે મંત્ર-તંત્ર-યંત્રના અધિકૃત સિદ્ધસાધક વિદ્વાનોએ મંત્ર-તંત્ર અને યંત્રની ભારે શોધો કરીને, નવા નવા આવિષ્કારો સર્જ્યાં. જનતાના લાભાર્થે તેનો ઉપયોગ પણ કર્યો. આ માટે મુખ્યત્વે સાધુ અને યતિઓએ કરેલું સર્જન જૈન જ્ઞાન-ભંડારોમાં જોતાં ભારે આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવું વિપુલાતિવિપુલ છે.

યન્ત્રનો વિવિધ ઉપયોગ :-

નાના મોટા હસ્તલિખિત ગ્રંથ સંગ્રહોમાં આને અંગે કંઇને કંઇ લખાએલું સાહિત્ય હશે ને હશે જ. સંખ્યાબંધ પ્રતિઓ અને સેંકડો પાનાં મારી આંખ તળે પસાર થયાં છે. ચિત્ર-વિચિત્ર કૃતિઓ પણ નિહાળી છે. મસ્તક-બુદ્ધિ ઘડીભર થંભી જાય એવું ઘણું ઘણું જોવા મળ્યું છે. ખરે-ખર! મંત્ર-તંત્ર અને યંત્રોવાળા ચમત્કારી વિજ્ઞાનને જોવું, સમજવું અને જો વ્યવસ્થિત રીતે તૈયાર કરવું હોય તો વરસો સુધી સમયની સંપત્તિનું દાન કરવું પડે, તો જ તે કાર્ય કરી શકાય તેટલું વિપુલ છે. એક યુગ જ એવો આવી ગયો કે તમામ તકલીફોના [1]ઉપાય તરીકે સેંકડો જાતના યંત્રો જ વપરાતા હતાં. આનો ધમધોકાર વ્યવસાય ચાલતો હતો. આ કાર્યના અગ્રણી ખાસ કરીને યતિઓ-જતીઓ હતા. આ યંત્રો ખીસામાં, ગળામાં, પાઘડીમાં, માદળીયામાં, ડબીમાં, ઘરમાં, પૂજાના સ્થાનકમાં, મંદિરોમાં રાખવામાં આવતા. તેમ જ આ યંત્રોનું પૂજન કરી પછી તેનું પાણી પીવડાવવાના, તેમ જ પૂજાના અનુષ્ઠાનો-પ્રયોગો પણ થતાં હતા. અને આ યન્ત્રના ધારણ-અર્ચન-પૂજનાદિકથી ઘણા-

૧ મને આ વિજ્ઞાન તરફ વિશ્વાસ હોવાથી કોઇ પણ એક તકલીફ માટે 'તંત્ર-મંત્ર-યંત્ર અને ઓષધ' આમ એક સાથે ચાર ઉપાયો બતાવતો સંગ્રહ તૈયાર કરવા એક વાર મન થયેલું પણ મારા ઘણા વિચારો ઉપાધિગ્રસ્ત જીવનના કારણે ઉધાર ખાતે જમા થતા રહ્યા છે. એવું જ આના માટે બન્યું છે.

મની ઘણી તકલીફો દૂર થતી હતી. 'જરૂરીયાત એ શોધ-ખોળની જનની' કહેવાય છે એ ન્યાયે યંત્રના ક્ષેત્રે પાર વિનાની ક્રાંતિ થઈ.

## યંત્રનું શ્રેષ્ઠ સર્જન થાય તે માટે કાઢેલી પ્રશ્નાવલી—

આલેખેલા-ચીતરેલા ઉપલબ્ધ પટોનું વૈવિધ્ય અને વિચિત્રતા જોયા બાદ જાણકાર વિદ્વાનોની સલાહ-સૂચના મેળવી સહુ મળીને વધુને વધુ શુદ્ધ યંત્ર જૈનસંઘને આપી શકીએ, પટોની ભિન્નતા અને અનેકતામાંથી વધુ અભિન્નતા અને એકતા સર્જાય, આ ભાવનાથી મેં વિ. સં. ૨૦૧૦ માં ૩૫ પ્રશ્નોની એક પ્રશ્નાવલી (પ્રાગધ્રામાંથી) ૧છપાવીને બહાર પાડી, તેને તમામ આચાર્યો. અન્ય પદસ્થો, વિધિકારો, ક્રિયાકારો મન્ત્રશાસ્ત્રના જે કંઈ જાણકારો લાગ્યા હતા તેમના ઉપર (એટલે સાધુઓ અને ગૃહસ્થો ઉપર) મારા વિનંતિ પત્ર સાથે મોકલી આપી હતી અને તેના ઉત્તરો મેં વિદ્વાનો કે તેના જાણકારો પાસેથી ખાસ માગ્યા હતા. પણ સખેદ જણાવવુ જોઈએ કે બસોથી વધુ સ્થળે મોકલેલી પ્રશ્નાવલીની થોડીક જ પહોંચો મળી, એમાં સાથે પોતાની આ કામ માટેની અયોગ્યતા-અનુભવનો અભાવ, સમયનો અભાવ વગેરે કારણો દર્શાવેલાં આથી પશ્નોના પ્રતિઉત્તરો ખાસ ન રાંપડ્યા. શુભહેતુથી કરેલો મારો

૧. આ પ્રશ્નાવલી પાછળ છપી છે એટલે બીજીવાર આવો પ્રયત્ન કરવો જરૂરી છે કે કેમ તેનો ખ્યાલ મારે ખાસ મેળવવો પણ હતો.

આ પ્રયત્ન નિષ્ફળતામાં પરિણમ્યો. પણ મારે જાણવું હતું કે જૈનસંઘમાં આ વિષયના જાણકાર કોણ છે અને કેટલા છે? તેનું માપ નીકળી આવ્યું એટલે એ લાભ થયો ખરો!

## સ્વ. પૂ૦ આ. શ્રી ઉદયસૂરીશ્વરજી મહારાજનો મળેલો સંપૂર્ણ ટેકો

ત્યાર બાદ અમદાવાદમાં પાંજરાપોળ જ્ઞાનમંદિરમાં બિરાજતા સિદ્ધાંત મહોદધિ, સમર્થગીતાર્થ, પૂજ્યપાદ, આચાર્ય શ્રીમદ્ વિજયઉદયસૂરીશ્વરજી મહારાજશ્રી જોડે પ્રશ્નાવલીની ચર્ચા વિચારણા કરવા સમય માંગ્યો. પ્રથમ તો 'તેઓશ્રીએ મને કહ્યું કે 'જો ભાઇ! તારી જેમ મેં કંઈ વ્યાપક–વિચારણા કરી નથી મારી આંખના કારણે પુરાવા માંગીશ તો આપી નહિ શકું, તો કહે કેમ કરશું?' મેં કહ્યું કૃપાલુ! મારે પુરાવા જોઈતા નથી. મારા પ્રશ્નો સામે આપના વરસોના ઉંડા અનુભવના ઉત્તરો જે મળશે તે પણ મારા માટે કાફી ઉપયોગી બની રહેશે! તો કહે ભલે! પછી મને તેઓશ્રીએ બે દિવસ પછી ચર્ચા–વિચારણા રાખવા કહ્યું અને

૧. પ્રારંભમા પૂજ્યશ્રીએ મને એમ કહ્યું કે તારી પ્રશ્નાવલી મારવાડમાં મળેલી અને મે ત્યાં વંચાવી હતી તેં ઘણું વિચાર્યું છે, અને સામા પક્ષેથી પુરાવા માગ્યા છે. આંખની તકલીફના કારણે પુરાવા શી રીતે આપીશ, તને કેમ સંતોષ થશે? મેં કહ્યુ કે મારે તો આપનો જે કંઇ અનુભવ છે એ અનુભવ જ મારે જાણવો–સમજવો છે અમે પુસ્તકીયા જ્ઞાનવાળા છીએ, આપ અનુભવજ્ઞાની છો, આમ મે કહ્યું ત્યારે કહ્યુ કે તો ભલે પુછવું શરૂ કર.

પછી નિશ્ચિત કરેલા સમયે હું દશાપોરવાડ સોસાયટીમાંથી પાંજરાપોળ જ્ઞાનમંદિરમાં પહોંચી ગયો. આ વિષયમાં રસ ધરાવનાર તેઓશ્રીનાજ અન્ય સાધુઓની હાજરીમાં ક્રમશઃ પ્રશ્નો પૂછવામાં આવ્યા. તેઓશ્રીએ બે મુલાકાત દરમિયાન પરસ્પર વિચારણા કરવાપૂર્વક મારા લીધેલા નિર્ણયોને સંપૂર્ણ ટેકો સાંપડયો. મારા માટે એક બહુશ્રુત, અનુભવી, જ્ઞાની વ્યક્તિ મારા લીધેલા નિર્ણયોને સંપૂર્ણ ટેકો આપે એ મારા માટે અતિ આનંદ, ગૌરવ અને પરમ સંતોષની બાબત હતી.

## પં. ધુરંધરવિજયજી મહારાજ જોડે થયેલી વાટાઘાટ અને મળેલો ટેકો

ત્યાર પછી એજ રીતે સમય મેળવીને સં. ૨૦૧૪ માં પ્રસ્તુત વિષયના સારા અભ્યાસી ગણાતા વિદ્વદ્વર્ય શ્રીમાન્ ધુરંધરવિજયજી મહારાજ સાથે મુંબઈમાં પારલાના કરમચંદ હોલમાં ચર્ચા-વિચારણા કરી. એક વખતે આવા વિષયના ઉંડા અભ્યાસી પરમ શ્રુતોપાસક ધર્મસ્નેહી શેઠશ્રી અમૃતલાલ દોશી પણ અમારી ચર્ચામાં હાજર હતા અને માત્ર વિચાર ભેદવાળી બે ત્રણ બાબતો ઉભી રાખીને બાકીનાં નિર્ણયોને સાદર ટેકો આપ્યો હતો. અને શ્રી ધુરંધરવિજયજી મહારાજે પોતાના યન્ત્રગત રહેલી મેં દર્શાવેલી અનેક ક્ષતિઓનો પ્રેમપૂર્વક સરલતાથી સ્વીકાર પણ કર્યો હતો. તેજ વખતે મેં તેઓશ્રીને નવો યન્ત્ર બનાવી લેવાની વિનંતિ પણ કરી હતી. શેઠશ્રીને ત્યાં રહીને તેમની સાથે સ્વતંત્ર રીતે પણ મેં ચર્ચા કરી હતી. આ સિવાય અન્ય [1]સાધુઓ, માન્ત્રિકો-તાન્ત્રિકો

વગેરે સાથે પણ યથાયોગ્ય ચર્ચા કરવાનું ક્યારેક બનતું. પણ એ ચર્ચામાંથી વિશિષ્ટ રીતે જાણવાનું જવલ્લે જ મળતું.

વર્તમાન સમયમાં જ્ઞાનભંડારની પ્રતિઓ-પોથીઓ અને પટ પ્રાપ્તિનાં સાધનો મેળવવાં વધુ સુલભ હોવાથી અને આ વિષયના જાણકારો પણ વધવાથી 'આ મેં કર્યું છે' આવો મોહ છોડીને 'આ સહુએ કર્યું છે' આવું કહેવાનો વખત આવે તેથી મારી ઇચ્છા સહુના જ્ઞાન-વિજ્ઞાનનો સહકાર મેળવી જૈન શ્રીસંઘને શ્રેષ્ઠતમ કોટીનુ યંત્ર આપવાની હતી અને એટલા માટે જ મેં આ રીતે વિચાર-વિમર્શો કરવાનું ચાલુ રાખ્યું હતું, જેથી નવો યંત્ર સહુના સહકાર અને સહાનુભૂતિથી શ્રેષ્ઠકોટીનો તૈયાર થઇ શકે.

## મે તૈયાર કરાવેલો એક વિશિષ્ટ યંત્ર

વિવિધ ધર્મના અને જૈન ધર્મના તંત્ર-મંત્ર-યંત્રાદિકને લગતા ગ્રંથો યંત્રાકૃતિઓનું પરિશીલન કર્યા બાદ તેનું ચિંતન-મનન અને વ્યાપક મનોમંથન કરી ઠીક ઠીક રીતે

૧. સ્વ. પૂ૦ આ. શ્રી લાવણ્યસૂરિજી જોડે પણ બીલીમોરામાં થોડીક ચર્ચા થએલ. તેઓશ્રીએ બનાવેલો નવો સિદ્ધચક્ર યન્ત્ર પટ આખરી તપાસ માટે પુનાથી સ્વ. પૂ૦ શ્રા ઉદયસૂરીશ્વરજી મહારાજ અને સ્વ. પૂ૦ શ્રી નંદનસૂરિજી મહારાજ ઉપર જે મોકલ્યો હતો તે પટ પુનાથી આવ્યો એવો બંને પૂજ્યોએ તેજ દિવસે (અમદાવાદ) શાહપુરમાં સંશોધન માટે મોકલી આપેલો, એ પટ તપાસીને મારી દૃષ્ટિએ સમજાએલી સુધારા માગતી નોધ લખીને મે પાજરાપોળ ઉપાશ્રયે મોકલી આપી હતી આ મારૂ સદ્ભાગ્ય હતું અને મારી નોધ બંને પૂજ્યોએ પુના મોકલાવી આપીશું એમ મને જણાવેલું.

વાગોળ્યું. આ અધ્યયનના પરિપાક રૂપે મારી માનસિક સપાટી ઉપર જે ચિત્ર ઉપસ્યું, તે ચિત્ર શ્રેષ્ઠ રંગોલીકાર અને કુશળ ચિત્રકાર શ્રી રમણિક શાહને સવા મહિનો સારી પાસે બેસાડીને જ બ્લેક એન્ડ વ્હાઇટમાં (બીજી વાર) રેખાચિત્ર રૂપે તૈયાર કરાવ્યું. અર્થાત્ ડીઝાઇન કરાવી. કહેવું જોઇએ કે શ્રી શાહે રાત-દિવસ અથાગ પરિશ્રમ વેઠીને તેની શ્રેષ્ઠ ડીઝાઇન બનાવી.

આ યંત્ર ચિત્ર-આકૃતિ અને મંત્રો-પદોની દૃષ્ટિએ સહુથી વધુ શુદ્ધ અને સુવ્યવસ્થિત બને જૈન કલાની દૃષ્ટિએ સર્વાંગ સુંદર થાય, આંખને ગમી જાય તેવું આકર્ષક બને, એ માટે અનેકવિધ દૃષ્ટિ અને વિવિધ પ્રકારના ઉંડા અને વ્યાપક ખ્યાલો રાખીને નિર્માણ થવા પામ્યું છે. સિદ્ધચક્રના જ નહિ પણ યંત્રના આજ સુધીના ઇતિહાસમાં આ જાતનું ભવ્ય કલાત્મક યંત્રચિત્ર પહેલું જ છે.

પ્રાચીન અને અર્વાચીન અનેક [1]યંત્રોનાં અવલોકનો અને અનુભવને તથા શાસ્ત્રોક્ત આદેશોને ખ્યાલમાં રાખી બીજાથી જુદી પડતી કેટલીક શાસ્ત્રોક્ત બાબતો જે આપી છે તેનું હવે આછું દિગ્દર્શન (પ્રથમ કેન્દ્રિય બીજનો ક્રમ સમજી લઇને પછી) કરીએ.

૧. વીસ વીસ વર્ષથી નજર તળે પસાર થએલા સિદ્ધચક્ર અને ઋષિમંડલના વસ્ત્ર કે કાગળ વગેરે ઉપરના યંત્રોનું વૈવિધ્ય, ચિત્ર-વિચિત્ર પદ્ધતિઓ અને પરંપરાઓ ઉપર અભ્યાસપૂર્ણ એક વિસ્તૃત લેખમાળા આ વિષયના અભ્યાસીઓને ઉપયોગી થાય તે માટે સમય મળે લખવા ઇચ્છું છું.

## કેન્દ્રવર્તી[1] વિશિષ્ટ કોટિના કેન્દ્રીય બીજનો ક્રમ શું સમજવો?

યંત્રમાં अर्हं પછી ओंकार છે અને તેને ફરતો ह्रींकार છે આ ह्रींकारના અન્તની ई માંથી નીકળેલી રેખા બે વાર વર્તુલાકારે એટલે ગોળાકારે બતાવી છે. આ બે વર્તુળો બતાવ્યા છે તે અનાહત નાદના જ સૂચક છે. અથવા અનાહતનાદ રૂપે છે. એટલે થયું શું કે એક નાદને આકૃતિરૂપે સ્વીકારીને 'ત્રિકોણાકારે (Λ) अर्हं ઉપર સ્થાપિત કર્યો અને બીજા નાદને ह्रींकार ફરતો બે ગોળાકાર' વલયો દ્વારા રજૂ કર્યો.

હવે પ્રશ્ન એ થાય કે આ ત્રણેયનું સાથે ઉચ્ચારણ કેમ કરવું? કારણ કે પ્રચલિત ક્રમ બોલવાનો 'ओँ ह्रीँ अर्हँ' છે. જ્યારે આલેખનનું વિધાન એવી રીતનું છે કે આલેખ-નમાં ओंकार બીજને ह्रींकार અને अर्हँની વચ્ચે ગોઠવ્યું છે. આલેખનના ક્રમ પ્રમાણે એને સીધી રીતે તો ह्रीँ ओँ अर्हँ બોલવું જોઇએ, અથવા अर्हँ ओँ ह्रीँ બોલવું જોઇએ. ત્રણેય-માંથી કયો ક્રમ સ્વીકારવો એ બાબત વધુ વિચારણા માગતી હોવાથી અત્યારે તો પ્રચલિત માન્યતાનો આદર ચાલુ રાખવો એ જ ઉચિત છે.

બીજી વાત એ છે કે ई ની સાથે બે જ વર્તુલો દોર-વાનું વિધાન છે. મેં ई સ્વરની ઉભી રેખા–લીટી પૂરી થાય છે

૧ આ ત્રિકોણ, લંબગોળાકાર કે વર્તુલાકાર નાદ આલેખના પાછળનો સંકેત સાધકોએ અનાહતનાદે પહોંચવાનું છે એવો ખ્યાલ આપવા માટે તો નહિ હોય ને!

## ચાર અધિષ્ઠાયકનુ પૂજન કોળાંથીજ કરવાનુ છે

બીજું ધ્યાનમા રાખવા જેવી બાબત એ છે કે–ચાર અધિષ્ઠાયકોનું પૂજન સાથે જ કરવુ જોઇએ. અને પૂજનમાં ચારેય જગ્યાએ (ચાર) કોળા [3] જ ચઢાવવાં જોઇએ છતાં વર્તમાનમાં વરસોથી વિધિવાળાઓ અજ્ઞાનભાવે ત્રણ કોળાં ચઢાવરાવે છે અને એકમાં શ્રીફળ મુકાવે છે. જે તદ્દન ખોટું છે.

## પ્રાર્થનાના શ્લોકો બાબત

પ્રથમ વલયના અન્તે પ્રાર્થનાનાં શ્લોકો નથી. ત્યાર પછી પ્રાર્થના બીજા ત્રીજા વલયોના અન્તે પણ આપી નથી. પણ તે પછી ગુરુપાદુકાના પૂજનને અન્તે આપવામાં આવી છે. પણ ત્યા ખૂબી એ કરી છે કે બીજા–ત્રીજા વલયની પૂજાના ઉલ્લેખને સમાવીને કરી છે, એટલે ભલે બીજા–ત્રીજા વલયના પૂજનને અન્તે તે નથી પણ ત્રણેયની ભેગી કરીને કર્તવ્ય અદા કર્યું છે પણ સવાલ એ થાય કે પ્રત્યેક પૂજનને અન્તે એક શ્લોકની પ્રાર્થના શા માટે રચવામાં ન આવી ? જો બીજાથી લઇને ચોથા સુધીની પ્રાર્થનાનો શ્લોક રચ્યો, તો પછી પહેલા વલયને અન્તે શ્લોક નહી હોય એવું કેમ મનાય ? દિક્પાલ અને ગ્રહને પ્રાર્થના છે પણ ગ્રહની પ્રાર્થના તો બીજી કૃતિમાંથી અહી ઉદ્ધૃત કરી છે. ગુરુપાદુકા પછી જયાદિ પૂજનની પ્રાર્થના જયાદિ પૂરતી જ આપી છે. ત્યાર પછી પ્રાર્થના દ્વારપાળ પૂજનના અન્તે છાપી છે, અને આ પ્રાર્થનામાં અધિષ્ઠાયકથી લઇને ચાર વીર સુધીનાં દેવદેવીઓની

પ્રાર્થના સમાવી લીધી છે. શ્લોકનો પ્રારંભ વિમલસ્તત્ પરિ- વારો દેવાદેવ્યશ્ચ સદ્દશઃ । આ રીતે છે.

વિમલથી વિમલેશ્વર લેવાના છે, દેવાદેવ્યઃ શબ્દથી અન્ય પાંચેય પ્રકારના દેવદેવીઓ લેવાના છે. એથી લાગે છે કે વિધિકારે આ પદ્ધતિ એવી પણ સ્વીકારી છે કે બે ચાર પૂજનની પ્રાર્થના ભેગી જ કરી લેવી.

હવે આ પદ્ધતી જોતાં તરત જ સમજાશે કે અધિષ્ઠાયકના વલય બાદ જયાદિનું પૂજન રાખ્યું તે બીલકૂલ અપ્રસ્તુત છે. જો પ્રસ્તુત હોત તો જયાદિના પૂજનની સ્વતંત્ર પ્રાર્થના આપી તે કદિ ન આપત, કેમકે દેવાદેવ્યશ્ચ શબ્દથી જયા- દિનું પણ ગ્રહણ થઈ જવાનું જ હતું બીજું વચમાં વિમલસ્તત્પરિવારો આ શ્લોકથી અધિષ્ઠાયક વલયથી ચાર સુધીની એક શૃંખલા જે સ્વીકારી છે તેનો જયાદિ પ્રાર્થ- નાનો શ્લોક ભંગ કરે છે. અને તે કારણે વિમલસ્તત્ આ શ્લોક પછી ઘટમાન થતો નથી.

આ પૂજનની જ બીજી સુવ્યવસ્થિત પ્રતિ જો ઉપલબ્ધ થાય તો જ આ પ્રતની અપૂર્ણતાઓ પૂર્ણતામાં ( અધિકાર પૂર્વક ) ફેરવાઇ જાય અને અન્તિમ સત્ય હાથમાં આવે.

## પૂજન માટે વલયો વગેરેનો અનુક્રમ સાચો કયો ?

પૂજન વિધિનું વર્ણન વર્તમાનમાં સર્વોચ્ચકોટીની આધારભૂત ગણાતી સિરિવાલ કહા કથા છે. તેમાં શ્રીપાલ મયણાએ

યંત્રનું પૂજન કર્યું તે પ્રસંગ બતાવ્યો છે. એના આધારે સાચો ક્રમ કર્યો છે તે, અને શ્રી ધુરંધરવિજયજી મહારાજની પૂજન વિધિમાં ખોટો ક્રમ જે રજૂ થયો છે, તે પણ નીચે રજૂ કરૂં છું.

| સાચોક્રમ | ખોટોક્રમ |
| --- | --- |
| ૧. નવપદજીનું (પ્રથમ વલય) પૂજન | ૧ નવપદનું પૂજન |
| ૨. અનાહતોનું ( ૧૬ નું ) | ૨. સ્વરવર્ગનું |
| ૩. સ્વર વર્ગાદિકનું (બીજું વલય) | ૩. અનાહતોનું |
| ૪. લબ્ધિપદોનુ (ત્રીજું વલય) | ૪. લબ્ધિઓનું |
| ૫. ગુરુપાદુકાનું | ૫. ગુરુપાદુકાનું |
| ૬. જયાદિ દેવીનું | ૬. અધિષ્ઠાયકોનું |
| ૭. અધિષ્ઠાયક દેવોનું | ૭. જયાદિ દેવીનુ |
| ૮. વિદ્યા દેવીઓનું | ૮. વિદ્યાદેવીઓનુ |
| ૯. યક્ષ–યક્ષિણીઓનું | ૯. યક્ષ યક્ષણીઓનું |
| ૧૦. દ્વારપાલોનું | ૧૦. દ્વારપાલોનું |
| ૧૧. ચાર વીરોનું | ૧૧. ચાર વીરોનું |
| ૧૨. નવનિધિઓનું | ૧૨. દિગ્પાલોનું |
| ૧૩. નવગ્રહોનું | ૧૩ નવગ્રહોનું |
| ૧૪ દશદિગ્પાલોનું | ૧૪. નવનિધિઓનું |

અહીં આ અનાહત પૂજન, જયાદિ દિક્પાલ, ગ્રહ, અને નવનિધિ આટલા પૂજનમાં ક્રમ ભંગ થાય છે.

છાપેલી વિધિમાં શાસ્ત્રોક્ત સ્પષ્ટ ક્રમ છતાં પૂરતું લક્ષ્ય ન આપવામાં કારણે બીન જરૂરી અને અયોગ્ય રીતે ક્રમભંગ

થયો છે, આ એક અત્યન્ત ખટકે તેવી બાબત છે. નવી આવૃત્તિમાં આ ભૂલનું પરિમાર્જન કરવું જ રહ્યુ.

## અનાહતો ૧૬ કે સત્તર તે અંગે

અનાહતોની આકૃતિઓ ત્રણ જગ્યાએ છે, પણ બે સ્થળની એટલે આઠ બીજા વલયમાંના ચોરસ અનાહતો અને ૮ ત્રીજા લબ્ધિ વલયના લંબગોળ આઠ અનાહતો આ અનાહતો કોઇ પણ વર્ણાક્ષરમાંથી નીકળતા નથી બતાવ્યાં. પણ સ્વતંત્ર જ બતાવ્યાં છે. પૂજનવિધિમાં તેનું પૂજન કરવાનું જણાવ્યું છે, પણ કેન્દ્રમાંના હ્રીંકારમાંથી નિકળતો અનાહત જે (વર્ણાક્ષર) હ્રીં બીજમાંથી પ્રગટ થતો હોવાથી તેનું પૂજન બતાવ્યું નથી. આથી એક વાત એમ પણ સમજાય છે કે બીજા વલયમાં અનાહતો જેમ (વર્ણયોગ વિનાના) સ્વતંત્ર છે તેવી જ રીતે ત્રીજો અનાહત જો તેના જેવો નાતીલો ગણાતો હોત તો તેનું પૂજન કરવા જણાવ્યું હોત, તો પછી, સત્તર અનાહતોનું પૂજન થાત.

આઠ આઠ અનાહતો અલગ અલગ વલયમાં હોવા છતાં પૂજન તો બંનેનું એકી વખતે સાથે જ કરવાનું જણાવ્યુ છે.

## જાપ કેવા પદથી કરાવવા ?

પ્રથમ વલયનાં પૂજનમાં ભાવોલ્લાસ કે સંતોષ ખાતર (વિધાન નહીં હોવા છતાં) નવપદજીના નવપદોની માલા દરેક ખાનાનાં પૂજન બાદ ગણાવામાં આવે છે, પણ સુપ્રસિદ્ધ પ્રથા મુજબ ગટાની અંદર પ્રાકૃત મંત્રપદો હોવાથી તેજ ગણવાનું

કહેવામાં આવે છે. પણ મને લાગે છે કે આ યંત્રમાં આદ્ય વલયમાં પ્રાકૃતની જગ્યાએ સંસ્કૃત નામો મૂકાયાં છે, ત્યારે જાપ પણ સંસ્કૃત પદોનો જ કરાવવો ઉચિત છે. જેમકે ૐ ह्रीं अर्हद्भ्यः स्वाहा । ઇત્યાદિ જે નામથી પૂજન થાય, જાપ પણ તેજ નામનો હોવો જોઇએ. ત્યાં ભિન્ન ભાષાનો ઉપયોગ કરવા જરૂર નથી આ યંત્ર પૂરતી આ વિશેષતા છે.

## ચોવીશીઓ સાથે સ્પર્શતી વિચારણા

પૂજનવિધિની પુરાણી હસ્તલિખિત પ્રતિમાં પ્રારંભમાં ત્રણ ચોવીશીઓ આપી હતી. એમાં પહેલી ચોવીશીના શરૂઆતના ૧૩।। શ્લોક પૂરતું પાનું નષ્ટ થવાથી અપ્રાપ્ય હતા. એટલે પૂજન-વિધિની મુદ્રિત બીજી આવૃત્તિમાં પં. શ્રી ધુરંધરવિજયજીએ નવા ૧૩।। શ્લોક બનાવીને ચોવીશીની પૂરતિ કરી. રચના સુંદર બની પણ એક વાત મુનિજીના ધ્યાનમાં ન રહેવાથી મારી દષ્ટિએ એક વસ્તુની દ્વિરુક્તિ ઉભી થવા પામી છે જે નીચે મુજબ—

જેનો એક વાર ઉલ્લેખ થયો હોય પછી તે નામનો બીજી વાર ઉલ્લેખ કરવાનો હોય નહિં. ચૌદમો પ્રાચીન અડધો શ્લોક सन्तु...दिक्पालाः આ છાપ્યો છે. આમા દિક્પાલનું કથન આવી જ જતું હતું, પણ આ વાત ધ્યાનમાં ન આવવાથી નવા શ્લોકો બનાવ્યા, તેમાં ફરી મુનિજીએ દિક્પાલનો ઉલ્લેખ કર્યો इन्द्राद्या दश दिक्पालाः લખીને. બંને શ્લોક પાસે હોવા છતાં (૧૩–૧૪) અનુપયોગે દ્વિરુક્તિ શવા પામી. જે ક્ષતિ નાની છતાં અહીં માટે ઘણી મોટી છે.

બીજી વાત

પહેલી ચોવીશી યન્ત્રમાં સ્થાપિત કરવાના દેવદેવીઓના નામોની બાબતને જણાવતી છે. બીજી ચોવીશી સ્થાપિત કરેલા પરમેષ્ઠી આદિ તથા દેવદેવીઓની પૂજા શેનાથી કરવી તે જણાવતી છે

સામાન્ય નિયમ એવો છે કે યન્ત્રમાં જેની જેની સ્થાપના કરી હોય તે બધાયનું પૂજન કરવાનું હોય છે પણ ગમે તે કારણે અહીં એક વિચિત્રતા સર્જાઈ છે અને તે એ કે પહેલી ચોવીશીમાં ૧૬ વિદ્યાદેવીની સ્થાપના કરી છે પણ તેનું પૂજન બીજી ચોવીશીમાં બતાવ્યું નહીં. આ પૂજનની વાત જણાવવી કેમ રહી ગઇ હશે ? તે વિચારવું રહ્યું.

બંને ચોવીશી વચ્ચે બીજી એક વિચિત્રતા એ છે કે સ્થાપના ક્રમ પ્રમાણે જ પૂજન ક્રમ દર્શાવવો જોઈએ પણ ક્રમમાં વ્યુત્ક્રમતા છે. અર્થાત્ બંને વચ્ચે સુમેળ નથી. એથી વધારે નવાઈ એ છે કે સિરિવાલકહા ગ્રન્થના ક્રમ જોડે પણ પૂરો મેળ નથી.

પૂજનવિધિની પૂર્ણાહૂતિમાં કરવામાં આવતા ચૈત્યવંદનમાં બોલાતા મન્ત્રમહોદધિમમલં અને ઊર્ધ્વાધોરયુતં આ સ્તોત્રોની હકીકતો ચાલુ યન્ત્રની જોડે મેળ ખાતી નથી. અરે ! યન્ત્રની રચના –સ્થાપના પદ્ધતિ વગેરે બાબતોમાં બ ને સ્તોત્રો પરસ્પર અલગ અલગ વાત કરે છે. આમ કેમ થવા પામ્યું તેની વાત મારે અહીં કરવાની નથી. પણ આ સ્તોત્રો, યન્ત્ર બનાવવા માટે કેવા વિવિધ આમ્નાયો–પદ્ધતિઓ પ્રવર્તમાન હતી તે સૂચિત કરે છે.

## જનવિધિના પ્રારંભમાં સ્વસ્તિ--નમોર્હત્‌૦ આવે છે તે શું છે ?

વિધિ છપાવનારને કે વિધિવાળાઓને સ્વસ્તિ એ શું છે તેનો ખ્યાલ ન હોવાના કારણે જે રીતે છાપવું જોઇએ તે રીતે છપાવ્યું પણ નથી. ગતાનુગતિક બોલી જવામાં આવે છે પણ વિધિવાળાઓ કે આરાધકો પુરૂં રહસ્ય જાણવા જોઇએ તેવો પુરુષાર્થ નથી સેવતા.

વાત એવી છે કે અનુષ્ઠાનમાં, પ્રારંભમાં, કલ્યાણકારી પાઠનું અર્થાત્ જેનું મુખ્ય પૂજન હોય તેના વર્ણનના પાઠનું શ્લોકો દ્વારા સભા સમક્ષ વાંચન કરવાનુ હોય છે. એટલે એકલો સ્વસ્તિ શબ્દ છાપવાનો હોય જ નહિં. કેમકે તેથી વસ્તુ સ્પષ્ટ થતી જ નથી. સ્વસ્તિ નો અર્થ માત્ર કલ્યાણ થાય છે. પણ અહી તો વાચન કરવાનું છે એટલે છાપતી વખતે સ્વસ્તિ જોડે વિષય વાચક વાચન શબ્દ છાપવો જ જોઈએ તો જ વિષય સમજાય. જેમકે

સ્વસ્તિ વાચન નમોऽર્હત્‌૦ ॥ ભવિષ્યમાં વિધિ છપાવનારે આ બાબત ધ્યાનમાં રાખવી.

## શાન્તિકળશના દણ્ડકમાં ૨૫ વરસથી ચાલી આવતી ક્ષતિ

મારી દૃષ્ટિએ એક મહત્ત્વની ભૂલ છેલ્લા શાંતિદંડકના પાઠની ચાલી આવે છે. જો કે તે પાઠ મારે જ્યારે બોલવાનું બને છે ત્યારે તો હું તે પાઠ સુધારીને જ બોલું છું.

તે ભૂલ કઇ ? તો તે આ પ્રમાણે–

પ્રારંભમાં ॐ पञ्चरुक्हूींकारञ्च श्रीऋपभादि० આવો પાઠ છે. એના બદલે ॐ पञ्चरुक्हूींकारस्थ श्रीऋपभादि० આવો પાઠ જોઇએ એટલે કે વચમાં જે ञ्च પાઠ છે એની જગ્યાએ स्थ પાઠ જોઇએ, તો જ અર્થસંગતિ બરાબર થાય છે અહીંઆ च પાઠ મૂકયો છે તે ગુજરાતીમાં 'અને' અર્થવાળા અવ્યયનો વાચક છે. અહીં બે વસ્તુ જુદી પાડવાની નથી અથવા બે વસ્તુ જોડવાની નથી. પછી શા માટે 'અને' વાચક च મૂકાયો હોય? તેથી તે સર્વથા અનાવશ્યક છે. મુદ્રણમાં ञ्च પછી, અર્થહીન અલ્પ-વિરામ મૂકયું છે, તેથી નકામો ભ્રમ ઉભો થયો છે ત્યા બે વાકયો છે જ નહિ. ભ્રમાત્મક અલ્પવિરામને હઠાવી ञ्चનો स्थ કરવાથી એકજ વાકય બની જશે.

તો એ એક વાકયનો અર્થ શુ કરવો?

હ્રીં પાંચ વર્ણનો છે. હ્રીંકારના કલ્પમાં, ઋષિમંડલ યન્ત્રના સ્તોત્ર[1] અને આમ્નાય વગેરે રચનાઓમાં, પાંચવર્ણના હ્રીંકારનું બહુ જ સ્પષ્ટ અને હેતુ સાથે વિધાન કર્યું છે એટલે સાચો અર્થ એ નિષ્પન્ન થશે કે पञ्च એટલે પાંચ रुक् એટલે વર્ણના હ્રૂીંકારસ્થ એટલે હ્રીંકારમાં સ્થિત એવા શ્રી ઋષભદેવ વગેરે તીર્થંકરોને નમસ્કાર.

મારી સમજ મુજબ આ જ અર્થ સાચો છે, કેમકે તીર્થંકરો પણ પાંચ વર્ણવાળા છે એ પાંચેયને પોતપોતાના

૧ ઋષિમંડલનો કેન્દ્રીય હ્રૂીં પાંચ વર્ણનો જ છે તે મુજબ ચીતરવામાં પણ આવે છે જૂઓ સ્તોત્રની पकवर्ण' द्विवर्ण' થી લઈને શેપા૦ ગાથાઓ એટલે ૨૦ થી ૨૬ ગાથાઓ.

રંગવાળા ભાગમાં ચીતરવાના હોય છે. મૂર્તિરૂપે ન ચીતરાય તો તેના બદલે તેનાં નામો લખવાનાં હોય છે. તે ત્યારે જ બની શકે કે ૨૪ તીર્થંકરના માધ્યમરૂપે હ્રીં રૂપ સિંહાસનને પાંચ વર્ણનું કલ્પીએ તો જ.

ચોવીશ પૈકી ૧૬ તીર્થંકરો સુવર્ણવર્ણના એટલે પીળા, જે હ્રીંકારના મસ્તક સાથેના હ્ વર્ણમાં મુકવાના હોય છે. બાકીના આઠ તીર્થંકરો રહ્યા તે, હ્રીંકારના બાકીના ચાર ભાગમાં મૂકવાના હોય છે એટલે હ્ર ઉપર આવતો અર્ધચન્દ્રાકાર 'કળા' પછી આવતું 'બિન્દુ' ૦ અને તે ઉપર આવતો (પ્રાયઃ) ત્રિકોણાકાર આવતો 'નાદ' V અને હ્ર ને જોડવાનો દીર્ઘ સ્વર ઈ, આ ચારમાં બબે મુકવાના હોય છે. કળા લાલ હોવાથી લાલવર્ણના ૬ ઠ્ઠા અને બારમા બે તીર્થંકરો, બિન્દુ શ્યામ કલ્પેલુ હોવાથી ૨૦ મા અને ૨૧ મા અને નાદ શ્વેત કલ્પેલો હોવાથી આઠમા અને નવમા બે શ્વેત, અને દીર્ઘ ઈ ને લીલો (અથવા ઘેરોબ્લ્યૂ) કલ્પેલો હોવાથી ત્યાં ૧૯ મા અને ૨૩ મા પાર્શ્વનાથ બે તીર્થંકરો મુકવાના છે. ૨૩ તીર્થંકરોને પદ્માસને મૂકવામા આવે છે. જ્યારે ભગવાન પાર્શ્વનાથને ઉભા ઉભા કાર્યોત્સર્ગ મુદ્રામા ધ્યાનસ્થ અવસ્થામાં ચીતરવામાં આવે છે આની પાછળ એક વિશિષ્ટ હેતુ છે.

આ પ્રમાણે સાધકને ૨૪[1] તીર્થંકરોનુ તે તે રંગ સહિત

૧ જો કે ૨૪ તીર્થંકરની મુખ્યતા આમતો ઋષિમંડલના કેન્દ્રીય હ્રીં સાથે જ સબંધ ધરાવતી હોવા છતા સિદ્ધચક્ર યન્ત્રમાં પ્રારંભમા જ કેમ ઉલ્લેખ કર્યો હશે તે વિચાર આવે એવી બાબત છે બીજી રીતે વિચારીએ તો સમાધાન સાધી શકાય ખરૂ.

ધ્યાન કરવા માટેની આ પદ્ધતી છે, માટે જ સ્થ જોઈએ. શ્ર વ્યાકરણ કે અર્થ દૃષ્ટિએ પણ બંધ બેસતો જ નથી. આખુ વાકય એક કરી અર્થ કરો તો જ અર્થપૂર્ણતા થાય છે. નહીં-તર અર્થ સાકાંક્ષ રહે છે લહીયાની અશુદ્ધિ હોય કે પ્રેસકોપી કરવાવાળા સમજી ન શકયા હોય તેથી સ્થનો શ્ર લખાઈ જાય કે વંચાઇ જાય તેમાં નવાઈ નથી. આવું તો હસ્ત લિખિત પ્રતિઓમાં સેંકડો સ્થળે અક્ષર કે શબ્દોના અર્થાભાવના અભાવે ઘણા ગોટાળા થયા છે.

શાંતિકળશમાં કોઈ પણ જાતના વિશેષણ રહિત માત્ર સર્વાનાહતેભ્યો શબ્દ વાપર્યો છે એ સૂચિત કરે છે કે અનાહતો સર્વતન્ત્ર સ્વતન્ત્ર છે. કોઈના આધાર લઈને જ આલેખવા જોઈએ એવુ નથી એમ સ્પષ્ટ કરે છે.

બીજું ૐ અવર્ગાય નમ ને બદલે ૐ સ્વરેભ્યો નમ પદ વાપરવું વધુ સુયોગ્ય છે. કેમકે સ્વરોને વર્ગ કહેવો એ કેટલે અંશે ઉચિત છે? કે વ્યંજનોનો વર્ગ કલ્પવો (કવર્ગાય ઈત્યાદિ) એ તો સર્વથા સમુચિત છે. કેમકે પ્રત્યેક વર્ગમાં સંનિષ્ઠ વ્યંજનોનાં ઉચ્ચારણ સ્થાન સમાન છે સમાન સ્થાનીય અક્ષરોનો વર્ગ બની શકે પણ સ્વરોમાં તેવું નથી ત્યાં તો જુદા જુદા સ્વરોનાં ઉચ્ચારણ સ્થાન અલગ અલગ છે. એ જોતાં ૐ સ્વરેભ્યો નમ. આ શબ્દથી (બીજા વલયમાં) પૂજન કરાવવું ઉચિત છે. અને શાંતિકળ-શમાં પણ ૐ સ્વરેભ્યો નમઃ આ પદ જ વાપર્યું છે. ૐ અવર્ગાય નમઃ આ પદ નથી વાપર્યું. તે મારા વિચારને ટેકો આપે છે

શાંતિકળશના (દણ્ડક) પાઠમાં ગુરુપાદુકા પછી જયાદિદેવી, વિદ્યાદેવીનો સ્પષ્ટ નામ લેવા પૂર્વક ઉલ્લેખ કર્યો નથી. યદ્યપિ સિદ્ધચક્રાધિષ્ઠાયકદેવાદેવ્યો શબ્દ વાપર્યો છે. એમાં રહેલા દેવ–દેવી શબ્દથી વાચકને થાય કે ગુરુપાદુકા પછી આવતા બધાય દેવદેવીઓનુ ગ્રહણ કર્યું છે એમ શું સમજી ન લેવાય? આવો વિચાર થાય. પણ જો બધાયને અનુલક્ષીને વાપર્યો હોય તો પછી નાગ, યક્ષ, વીર, ગ્રહ ઇત્યાદિ વ્યક્તિગત નામો પુનઃ લેવાની જરૂર જ ન હતી. અને 'અધિષ્ઠાયક' શબ્દ મૂક્યો છે તેથી તો લાગે કે અધિષ્ઠાયક વલય પૂરતો જ આ ઉલ્લેખ છે. એટલે આ વાત ખટકે તેવી છે. એટલે આ નામો ઉમેરવાં કે કેમ તે ગંભીરતાથી વિચારવું રહ્યું. ઘણી વાર લહીઆઓ પ્રતિઓ અશુદ્ધ લખતા હતા, અધૂરી લખતા હતા. એ સંજોગોમાં ઉપરોક્ત વિચારવાનું સંપ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પૂજનવિધિ સાથે સબંધ ધરાવતી બાબતો અંગેની જરૂરી સૂચનાઓ–હકીકતો સમાપ્ત થાય છે

०

સિદ્ધચક્ર કે તેનાં યન્ત્રનું મહત્ત્વ શાથી છે તે અંગે એક સમજવા જેવી અગત્યની વાત–

## જાતિવાચક પદોનું મહત્વ અને તેથી જ તેનું શાશ્વતિકપણું

આ યન્ત્રમાં અરિહંતાદિ જે પાંચ પરમેષ્ઠીઓ છે. તે કોઈ એક એક વ્યક્તિઓ નથી, પણ દરેક પદ પોતાના ગર્ભમાં અનંત વ્યક્તિઓને સમાવીને બેઠેલું છું. એટલે પ્રત્યેકપદ સમષ્ટિરૂપ–સમુદાય

વાચક છે અર્થાત્ કોઈ વ્યક્તિગત અમુક તીર્થંકર, અમુક સિદ્ધ, કે અમુક આચાર્યનું નામ નથી. કદાચ એ રીતે રાખ્યું હોત તો તે સર્વદા માટે માન્ય પણ ન રહેત! છેવટે શાશ્વત કાળ ટકત પણ નહીં ત્યારે આમાં વ્યક્તિનું નહિં પણ જાતિઓનું ગ્રહણ કરવામાં આવ્યું છે. અર્થાત્ આ નામો વ્યક્તિ વાચક નથી એ હકીકત છે. વ્યક્તિ કે વ્યક્તિવાદ શાશ્વત નથી, પણ જાતિ કે જાતિવાદ શાશ્વત છે, તે હંમેશાં રહેવાવાળો છે. વ્યક્તિ કરતાં જાતિ મહાન છે.

સિદ્ધચક્રની ખૂબી એ જ છે કે એમાં વ્યક્તિપૂજા નથી, પણ જાતિપૂજા કે ગુણવાચક પદો હોવાથી ગુણની પૂજા છે.

અર્થાત્ તે તે ક્ષેત્રની તે તે કાલની (ત્રૈકાલિક) તમામ વ્યક્તિઓનો એમાં સમાવેશ છે. આ યન્ત્રમાં રહેલી સમષ્ટિના—સામુદાયિક નમસ્કારની ગંભીર વિશાળ અને ઉદાત્ત ભાવના એ સૂચિત કરી જાય છે કે વ્યક્તિપૂજાના લાભો કરતાં જાતિ-પૂજાના લાભો અનંત છે. જાતિની સંખ્યા અનંત છે, તો તેના લાભનો સરવાળો પણ અનંતગુણ જ આવીને ઉભો રહે, એ સહુ કોઈથી સમજી શકાય એવી સરલ વાત છે

જાતિવાચક કે ગુણવાચક આત્માઓના નમન, વંદન પૂજ નથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણેય કાલના અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો, અને સાધુઓનું ગ્રહણ થતુ હોવાથી એક પદનું સ્મરણ કરવાથી અનંતાનંત વ્યક્તિઓનાં નમન—વંદનાદિના લાભો મળે છે. દાખલા તરીકે 'નમો અરિહંતાણં' આટલું બોલી નમસ્કાર કર્યો. એમ કરવાથી સર્વકાળ (અનંત ભૂત અને અનંત ભાવિ) ના અને સર્વક્ષેત્રના (૧૫ કર્મભૂમિઓના)

અરિહંતો કે જે મહાન્ આત્માઓએ ભૂતકાળમાં પોતાનાં આત્માના આંતરદોષો ઉપર વિજય મેળવી જેઓએ તિરોહિત એવા અનંતગુણોનો આવિર્ભાવ કર્યો, વર્તમાનમાં પ્રસ્તુત અનંતગુણોનો આવિર્ભાવ-પ્રગટ કરી રહ્યાં છે-અથવા આવિર્ભાવ કરી વિચરી રહ્યા છે. તેમજ ભવિષ્યમાં જેઓ આવિર્ભાવિ કરશે, તે તમામને નમસ્કાર થઇ જાય છે. એ જ પ્રમાણે શેષ ચાર પરમેષ્ઠીઓ માટે ઘટાવી લેવું.

અહીં એક માર્મિક બાબત સમજી લેવી જરૂરી છે કે એકની આરાધનાનું લક્ષ્ય રાખીને અનેક કે અનન્તની આરાધના કરવી, એ કરતાં અનેક કે અનંતનું પ્રથમથી જ લક્ષ રાખીને અનંતની-સહુની આરાધના કરવી, એ એક અસાધારણ નોખી જ બાબત છે.

વ્યક્તિ દ્વારા જ્ઞાતિનું ગૌરવ કરવું, અને જ્ઞાતિ દ્વારા વ્યક્તિનું ગૌરવ કરવું, એ બે વચ્ચે મહદ્ અંતર છે.

ગૌરવભર્યા, ઝલકતા જાતિવાચક પદોની રચના એ જ સિદ્ધચક્ર યંત્રને શાશ્વતો ઠરાવવા માટેનું અનન્ય સાધન છે.

[પ્રસ્તાવના સમાપ્ત]

૬

# બીજા યન્ત્રોથી મુનિશ્રી યશોવિજયજી સંપાદિત યન્ત્રમાં શું તફાવત છે તેની યાદી

૧. કેન્દ્રમાં સહુ એક રેફવાળા अर्हँ નો ह्रँ ચીતરાવે છે. પણ મારા યન્ત્રમા બે રેફવાળા अर्हँ એટલે કે र्ह्रँ બીજની સ્થાપના કરી છે જે અનિવાર્ય રીતે જરૂરી છે.

૨. સેંકડો વરસથી ભૂલાએલી આવશ્યક એવી નાદ આકૃતિની अर्हँ એટલે ह्रँ બીજ ઉપરના બિન્દુ ઉપર (તિલક જેવી) કરેલી સ્થાપના. જૂઓ યન્ત્ર

૩. બીજા વલયના આઠ ખાનામાં ॐ વગર આપેલ માત્ર સપ્તાક્ષરી નમો અરિહંતાણં·
અવર્ગાય નમ આ રીતે લખાણ કરવું ન જોઇએ માત્ર સાદા સ્વરો અને વ્યંજનો જ લખવા જોઇએ. તે માટે જૂઓ આઠ ખાના.

૪. ૪૮ લબ્ધિપદો તથા યંત્રના નામોમાં બીજા અનેક યંત્રોમાં જોવા મળેલી શાસ્ત્રીય અને ભાષાકીય ક્ષતિઓનું આ યન્ત્રમા કરેલુ યથાયોગ્ય પરિમાર્જન.

૫ ત્રીજા વલયમાં સહુ કોઇ ॐकार સહિત અનાહતોના વર્તુલો ચીતરાવે છે પણ મારા યંત્રમાં ॐकार વિનાના માત્ર વર્તુલાકાર રૂપ આપેલા આઠ અનાહતો.

૬. મુખ્ય વલયો ત્રણ જ કરવાના છે. અને કમલદલ (પાંદડા) વાળા માત્ર બે જ કરવાના છે. આ આદેશનું જાળવેલું ધોરણ.

૭. અધિષ્ઠાયક વલયમાં પૂ૦ આ. શ્રી નંદનસૂરિજી મ. તથા પૂ પં. શ્રી ધુરંધરવિજયજી મહારાજની ઇચ્છાને માન આપીને મારી ઇચ્છાને ગૌણ કરી છે. ( એટલે મિશ્ર-વિચારણાને અપનાવીને ) જુનાં નામોને ચાલુ રાખીને ભૂલાઇ ગએલી અનિવાર્ય રીતે જરૂરી એવી ૧૨ આસન્ન સેવિકાઓનું જમણી બાજુએ વધારેલું એક ખાનું અને ચારેચાર અધિષ્ઠાયકોને યન્ત્રનાંજ વર્તુલમાં આપેલું સ્થાન જૂઓ ચાર વિદિશામાંનાં ખાનાંઓ.

૮. દિશા–વિદિશાના શાસ્ત્રોક્ત આદેશ મુજબ દેવીને મળેલું સ્થાન

૯. શાસ્ત્રોક્ત કથન મુજબ કંઠના સ્થાનમાં જ મૂકેલા નવનિધિઓ.

૧૦. યંત્રને ફરતુ અત્યાવશ્યક ગણાતું બીજાક્ષરો સાથે આલેખેલુ પૃથ્વીમંડળ.

આ ઉપરાત શિલ્પ, ચિત્ર અને કલાની દૃષ્ટિએ દેરીઓ, બોર્ડર શ્રીપાલ–મયણા વગેરેમાં પણ ઘણી વિવિધતાઓ છે. જે વાત અન્યત્ર જણાવી છે.

० ० ०

હવે પછી કેટલાંક પરિશિષ્ટો રજૂ કરીશ.

પરિશિષ્ટ નં. ૧

# પરિશિષ્ટો (વધારાની હકીકતો)

## જય-જયા,વિજય-વિજયાનાં નામો ક્યાં ક્યાં મળે છે તે અંગેની રસપ્રદ નોંધ

જય-વિજય આદિ ચાર નામો શાશ્વત નામની જેમ કેવા વ્યાપક રૂપે જોવા મળે છે તેની સંચિત કરેલી નોંધ અત્રે રજૂ કરું છું. જે જાણવી રસપ્રદ થઈ પડશે. જયા-વિજયા-જયન્તી. અપરાજિતા (અથવા જયન્તીની જગ્યાએ 'અજિતા' નામ પણ આવે છે.) આ ચાર નામોને અનેક યન્ત્રાદિકમાં સ્થાન મળ્યું છે, પણ એમાંયે જયા-વિજયા બંનેનો વિસ્તાર એથીયે વધુ છે. આ નામો સ્ત્રી લિંગે અથવા પુરુષ લિંગે, બંને રીતે મળે છે.

[આ નોંધ વિ. સં. ૨૦૧૨-૧૩ ની આસપાસની છે.]

(૧) આ સિદ્ધચક્ર યન્ત્રમાં તથા ઋષિમંડલ વગેરે યન્ત્રોમાં એક યા બીજી રીતે જયા વિજયા વગેરેને સ્થાપિત કરવામાં આવી છે. આ માટે જૂઓ સિદ્ધચક્રનું વલય પાંચમું અને ઋષિમંડલની ચોવીશ દેવીઓ

(૨) સૂરિમંત્રમાં વર્ધમાન વિદ્યા જેવા સુપ્રસિદ્ધ મન્ત્રપટોમાં ચારેયને સ્થાન મળ્યું છે

(૩) જંબૂદ્વીપના કિલ્લાના ચાર દરવાજા પૈકી બે દરવાજાનાં નામો વિજય અને અપરાજિત છે.

(૪) પચાંગુલી આદિ દેવીપટોમાં જયા, વિજયા, અજિતા, અપરાજિતા આ ચારેયને સ્થાન મળ્યુ છે.

(૫) સિદ્ધચક્રયન્ત્રમાં જયા, વિજયા, જયન્તી અને અપરાજિતા આ ચાર નામો છે

(૬) ચિંતામણિ યન્ત્રમા અજિતા, જયન્તી આવે છે

(૭) લઘુશાંતિમા પણ જયા, વિજયા, અજિતા અને અપરાજિતા આ ચાર નામો લીધા છે.

(૮) સમવસરણ (સમોસરણ) ના ચાર દ્વારવર્તી દેવીઓ જયા, વિજયા, અજિતા, અપરાજિતા નામની જ છે

(૯) જયા, વિજયા, અજિતા, અપરાજિતા, આ ચાર નામની વનસ્પતિઓ પણ છે.

(૧૦) ઓરિસા પ્રાંતની ખડગિરિની બે ગુફાઓનાં નામ જયા વિજયા છે

(૧૧) વાસ્તુસાર ગ્રન્થના વાસ્તુચક્રમાં પણ જયા, વિજયા, જયન્તી અને અપરાજિતા, આ ચાર નામોને સ્થાન મળ્યું છે

(૧૨) ઋષભદેવ તીર્થંકરના સો પુત્રોમા બે પુત્રોના નામ જય અને વિજય મળે છે.

(૧૩) મહાલક્ષ્મી સહસ્રનામ[૧] તથા અન્ય સહસ્રનામો અને અન્ય અનેક, સ્તોત્રોમાં જયા, વિજયાનુ સ્થાન નિશ્ચિત રૂપે હોય જ કેટલેક સ્થળે એવું બન્યું છે કે પ્રથમ વિજયા ને યાદ કરી પછી જયા ને યાદ કરી હોય.

(૧૪) ચૈત્યવન્દનોમાં ( ૐ નમ પાર્શ્વનાથાયમા ) જયાદિ ચારેયને યાદ કરી છે

(૧૫) તીર્થંકરને આદ્યભિક્ષા આપનાર પૈકી એનાં નામો જય વિજય છે ૨

(૧૬) શ્રીદેવીના કવચમાં જયાદિ ચાર દેવીઓ આવે છે ૩

(૧૭) કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં જ્યાં કિલ્લાના કોઠા બનાવવાનું જણાવ્યું છે ત્યાં કોઠાના નામો તરીકે અપરાજિત, જયંત, વૈજયન્ત૪ જણાવ્યા છે

(૧૮) સપ્તશતી યન્ત્રમા પણ જયાદિ ચાર દેવીઓને ચાર દિશામાં બેસાડવી પડે છે. ઘણા યન્ત્રોમાં આ પ્રથા જોવા મળે છે. વધુ શોધ કરીએ તો આથી પણ વધુ હકીકતો મળવા સંભવ ખરો.

*

પરિશિષ્ટ નં. ૨

## સિદ્ધચક્ર સ્તોત્રની ચોવીશી આદિમાં અનાહતના ઉલ્લેખો કયાં કયાં છે અને તે અંગે જાણવા જેવુ શું છે? તેની સંશોધકો માટે ઉપયોગી નોંધો.

અનાહત એ સ્વતંત્ર વસ્તુ છે. તે અક્ષર સ્વરૂપ નથી પણ અનક્ષર રૂપ છે છતાં આકૃતિ રૂપે પણ તેને સ્થાન મળ્યું છે.

(૧) જુઓ પદ્મપુરાણ.
(૨) તેરમા તથા ચૌદમા તીર્થંકર.
(૩) જયા મે ચાગ્રતઃ પાતુ । વિજયા પાતુ પૃષ્ઠત ।
અજિતા વામપાર્શ્વે તુ, દક્ષિણે ચાપરાજિતા ॥
(માર્કંડેય પુરાણ)
(૪) દુર્ગનિવેશમાં અપરાજિત જયન્ત વૈજયન્ત કોષ્ઠાન્ કારયેત્ ॥ (કૌ. અર્થ૦)

યંત્રની ચોવીશી અને સ્તોત્રોમાં 'અનાહત'ના ઉલ્લેખો કયાં કયાં આવે છે તેની નોંધ નીચે આપું છું. સંશોધકોને -વિચારકોને સરળતાથી ઉપયોગી થાય તે પૂરતી જ.

સાણાહ૫ સરહ વગ્ગે ॥ -ૐ હ્રીં સ્ફુટાનાહતમૂલમન્ત્ર ॥ સાનાહત યન્ત્ર દલેષુ વર્ગાષ્ટકમ્ ॥ [1]અનાહત વ્યાપ્તદિગષ્ટકે યત્ ॥ આ પંક્તિથી આઠ દિશાઓમાં માત્ર એકલા ૐ વિનાના અનાહતો જ મૂકવાની વાત સ્પષ્ટ કરે છે.

સાનાહતાઃ સ્વરા વર્ગા ।। અર્હંમનાહતારાવ્યમમલ સારં રહસ્યં શ્રુતે.॥

અષ્ટસુ દલેસુ બીજાક્ષરાણ્યાનાહતપ્રવર્તિની ॥

વર્ગાશ્ચ માતૃકાયા ધ્યાયામોઽનાહતં ચાન્તે ॥

અન્તઃપત્રતટેષ્વનાહતપદમ્ ॥

યદ્વર્ગાકષ્ટપૂરિત વરદલં સાનાહત નીરજમ્ ॥

વિન્દુનાહતેન ।।

ઔઁ ધવલનિર્મલમૂલાનાહતરુપાય ॥

સબીજાનાહતપાદુકા ॥ આ ઉલ્લેખથી આઠ પાદુકાઓને ફરતા અનાહત દોરાવવાં જોઈએ એમ જણાવે છે. આ એક વિશિષ્ટ બાબત છે અને મેં એક પટ ચોરસ આકારના અનાહતોથી યુક્ત પાદુકાવાળો જોયો પણ છે.

સિદ્ધચક્રના કોઈ કોઇ સ્તોત્રોમાં અનાહત શબ્દનો ઉલ્લેખ સુદ્ધાં નથી હોતો.

અનાહત એટલે શું ? એના જવાબમાં સિરિવાલકહા ટીકાકારે અનાહત च कुण्डलाकारम् શબ્દથી જણાવ્યું કે અનાહત એટલે વલયાકાર વર્તુલ. પછી પ્રશ્ન થયો કે કેન્દ્રીય બીજને ફરતા કેટલા ? તો द्वि-कुण्डलाकारेण अनाहतेन શબ્દથી માત્ર બે જ વર્તુલો દોરવાનું વિધાન કર્યું.

અનાહત ૨।। નહીં, ત્રણ નહીં. સાડા ત્રણેય નહીં, બે જ શા માટે ? તે વિચારવુ રહ્યું. કેટલાક તો વલયાકાર અનાહતોને જોઇને ૩।। આંટાવાળી કુણ્ડલી શીઘ્ર યાદ આવે છે. પણ અહીં બે જ વલયની વાત કરી છે તે ધ્યાનમાં રાખવું ઘટે. યન્ત્રના વિધાનમાં બીજા ત્રીજા વલયના અનાહતો કેટલા વલયના કરવા તે જણાવ્યુ નથી. મારા માટે યંત્ર ચીતરાવતા આ વાત સમસ્યા રૂપ બની હતી

બીજા વલયમાં સ્વર વ્યંજન ફરતા અનાહતો જયારે કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે ગોળ જ કરવા કે ચોરસ ?

૧ दिप्पंत अणाहएहिं । ટીકામાં-अष्टौ अनाहतान् लिखेत् । दीप्यमानैरनाहतै ॥ આ ઉલ્લેખો માત્ર અનાહતોજ લખવાની વાત કરે છે પૂજનવિધિમા પણ પૂજનમંત્રમા માત્ર અનાહત શબ્દજ વાપર્યો છે. ॐकार सहितेन अनाहतेन એવું લખ્યું નથી જેમ સ્વરો વ્યજનો લખવા માટે લખ્યુ કે અનાહત સહિત સ્વરો, વર્ગો લખો, તેવું આ આઠ માટે લખ્યું નથી, એ લક્ષ્યમાં રાખવુ ઘટે.

(૨) मध्येऽपि कर्णिकायां पत्राग्रेरवनाहत समारब्यातम् ।
(લઘુ સિદ્ધ૦ સ્તોત્ર)

એની પણ મુંઝવણ થઇ હતી પ્રાચીન પટોમાં મોટે ભાગે મને ચોરસ જોવા મલ્યાં, સોળમી સદીની સિરિવાલકહાની એક હસ્તપ્રતિના હાસીયામાં બાજુમાં અનાહત ચોરસ ચીતરેલો જોયો વળી ખાનાંની સાનુકૂળતા જોતાં ચોરસ કરવાનુ વધુ સાનુકૂળ હતું, એ સંજોગોમાં મેં અનાહત ચોરસ ચીતરાવ્યાં છે. આકારની સ્પષ્ટતા ન હોવાથી આ બાબત પણ મારા માટે ચિંતા રૂપ બની હતી.

*

પરિશિષ્ટ નં. ૩

## બિન્દુ પછી નાદનું સ્થાન છે તેની આછી ઝાંખી કરાવતા નાદના નમુનાના શ્લોકો

વીજાક્ષરં પરં વિન્દુ, નાદં તસ્યોપરિ સ્થિતમ્ ।
સશબ્દે ચાક્ષરે ક્ષીણે, નિઃશબ્દે પરમપદમ્ ।

—પરમબિન્દુ બીજાક્ષર છે એના ઉપર નાદ છે નાદ જ્યારે અક્ષરમાં લય થઇ જાય છે. ત્યારે તે જ્યાં શબ્દ જેવું કંઇ નથી એવા પરમપદને પ્રાપ્ત કરે છે. તાત્પર્ય એ કે નાદાનુસંધાન માટે પ્રથમ બિન્દુ ગ્રહણ કરે, પછી નાદાનુસંધાન કરે, એ નાદ જ્યાં વિલય થાય ત્યાંજ પરમપદ છે. એટલે કે પરમાત્મપદ છે. બિન્દુનું ગ્રહણ થાય તો નાદાનુભૂતિ સ્વાભાવિક બની જાય છે.

આસીદ્ વિન્દુસ્તતો નાદો નાદાચ્છક્તિસમુદ્ભવ
નાદરુપો મહેશાનિ ચિદ્રુપા પરમાકલા ॥

(વાયવી સંહિતા)

પરિશિષ્ટ નં. ૪

નોંધ–વિવિધ પટો જે જોયા તેમાંથી કેટલીક નોધો મેં કરેલી જે અહીં રજૂ કરું છું. જેથી બુદ્ધિનો ચિત્ર વિચિત્ર ક્ષયોપશમ ભાવ કેવો ભાગ ભજવે છે, એનો ખ્યાલ વાંચકોને આવે

તે ઉપરાંત મારી ડાયરી કે કાગળોમાં કયારેક કયારેક ટપકાવેલી પરચૂરણ બાબતો હતી, તે આ વિષયના રસિકોને ઉપયોગી બનશે અને તેની સમજણમાં વધારો થશે એમ સમજીને સંકલન કર્યા વિના, વિષયવાર કર્યા વિના જ આપી છે.

૧. એક પટમાં क ख ग घ ङ સ્વાહા। આ રીતે સ્વાહા વધુ હતુ. પાદુકા વલય સોળખાનાનું બનાવેલું હતુ. એક ખાનામા પાદુકાનું નામ હતું અને તેની જોડેના બીજા ખાનામા અસિઆઉસા નમઃ। આ મત્ર લખેલો હતો, આમ બંને મલીને ૧૬ ખાનાં બનાવ્યા હતા.

વળી પાદુકાના ખાનામા આઠપિણ્ડાક્ષરો પણ હતા.

૨. એક બીજા પટમાં બીજા ષોડશદલ વલયમા સ્વર વ્યંજન વાળા ખાનાઓમાં ઓં સાથેના અનાહતો અને તેના જ છેડે ह्रीं બીજ જોડેલું હતું અને એની બાજુમાં જ क ख ग घ ङ સ્વાહા। લખેલું હતુ.

નમો અરિહંતાણં ની આગળ ઓઁ હતો,

પ્રથમ વલયમાં અરિહ તાદિકની મૂર્તિઓ પણ હતી. સોળ સ્વરોમા अ आ ઇશાન ખુણાથી શરૂ થતા હતા.

૩. લબ્ધિવલયને ગણધર વલય તરીકે ઓળખાવી દરેક લબ્ધિમંત્રપદની આગળ કોઇ પણ અક્ષર વિનાના અનાહતો લખ્યા હતા.

અનાહતો ૮ ચોરસ આકારના અને ૨ાા આંટા પ્રમાણ હતા. આખો અને ખેસ ન હતો.

મણિભદ્ર માણિભદ્ર માણભદ્ર આ રીતે વૈકલ્પિક નામો જોવા મળ્યાં હતાં.

માણિભદ્ર કયા લેવા? તપગચ્છના અધિષ્ઠાયક છે તે કે બીજા? ત્યારે એક વસ્તુ ધ્યાનમાં રાખવી કે આ યંત્ર રચના હજારો વરસ જુની છે જ્યારે તપાગચ્છના નવા દેવને સેંકડો વરસ જ થયાં છે. એટલે અહીં તો પ્રાચીન માણિભદ્ર સમજવા. હા સમાન નામવાળા અન્ય દેવો શાસનભક્તિથી, ગચ્છ પ્રત્યેની લાગણીથી ગચ્છના રક્ષક તરીકે હોઈ શકે છે

લબ્ધિપદોના નામોમાં પણ કેટલાંક નવાં નામો હતા. ક્રમ ભંગ પણ હતો.

૪. કોઇ પટમાં ૩૯ મું લબ્ધિપદ મયવદી મહદી મહાવીર આવું દિગમ્બરીય સ્વીકૃત પ્રાકૃત ભાષાનું હતું.

૫. છાણીના મંદિરમાં એક ધાતુનો ૧૮૩૫ની સાલનો ગોળાકાર પટ છે. તેમાં કલાશાકાર છે જ નહિં. ગોલાકાર વલયો જ આલેખ્યા છે આ તદ્દન ભિન્ન આમ્નાયનો છે.

૬. ડભોઈમાં શ્રી લોઢણ પાર્શ્વનાથજીના ગર્ભગૃહમાં પણ સિદ્ધચક્રનો ધાતુનો યન્ત્ર છે. તે વળી કોઈ વિચિત્ર રીતે કોઈએ કરાવરાવ્યો છે. કરાવનારે પોતાની સ્વેચ્છાને પસંદગી આપી છે

૭. કેટલાક પટોમાં લબ્ધિવલયના આઠ અનાહતો ઘુમટવાળા આઠ દેરીઓ બનાવી સ્થાપિત કર્યા હતા ફરતું આભામંડળ[૨] બતાવ્યું હતુ. અનાહતો બતાવાની પ્રથા જુદી જુદી રીતે હતી.

૮. અનાહતોના વર્તુલો ૨, ૨ાા, ૩, ૩ાા, આ સંખ્યામાંથી કઈ સંખ્યાના કરવા તેનો ચોક્કસ ઉલ્લેખ મલતો નથી.

૯. પૂજાના પ્રકારનો ક્રમ જલ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય અને ફલ. અત્યારે ભણાતી પૂજાઓમાં કે કે વહેવારમાં આ ક્રપ પ્રચલિત છે. પણ શાસ્ત્રમાં વિધિ અનુષ્ઠાનોમાં વિવિધ વિકલ્પો પ્રવર્તે છે.

દિગ૦પં૦ શ્રી આશાધરકૃત જિનેન્દ્રપાઠમાં જલ, ગંધ, અક્ષત, પુષ્પ, ચરુ, દીપ, ધૂપ અને ફલ. આ રીતનો ક્રમ છે ભૂતકાળમાં ચંદનની જગ્યાએ ગન્ધ શબ્દ અને નૈવેદ્યની જગ્યાએ ચરુ શબ્દ વપરાતો હતો અને તેનાં કારણો પણ હતાં દિગમ્બરોમાં પણ વિકલ્પો છે.

૧ માણિભદ્ર વ્યન્તર નિકાયના દેવ છે. દેવલોકમા વ્યક્તિ બદલાય પણ નામો શાશ્વતા હોવાથી એ જ જગ્યાએ જે વ્યક્તિ જન્મે તે એજ નામથી ઓળખાય, આવી દેવલોકની મર્યાદા છે. પ્રાચીન કાળમા રાજગૃહમા માણિભદ્ર અને પૂર્ણભદ્રના મંદિરો હતા.

૨ દ્વિપ્તદીપ્યમાનૈરષ્ટભિરનાહતૈ : । આના આધારે.

૧૦. મોચકે પાદયો માં મોચકનો અર્થ સંસ્કૃત કોશો તથા જાણીતી મો. વિલી. ની સંસ્કૃત ઈંગ્લીશ ડીક્ષનેરીમાં પગના પગરખાં (એટલે બુટ) કર્યો છે.

૧૧. સકલીકરણ વખતે સોનાની કટકી હાથમાં રાખી ક્રિયા કરવી એવુ કથારત્નકોશ ગ્રન્થમાં છે

૧૨. પૃથ્વીબીજ તરીકે ક્ષિ અને ક્ષ બંને હસ્તલિખિત પત્રોમાં જોવા મલ્યાં છે.

૧૩ સિદ્ધચક્રમાં નાદ અવશ્ય હોવો જ જોઇએ આ વાત, તેમ જ અર્હં બે રેફવાળો હોવો જ જોઇએ આ વાત, અનેક પાઠો સ્તોત્રો અને અમ્નાયોએ જણાવી છે

૧૪. ત્રીજા લબ્ધિવલયને દિગમ્બરીય 'વિદ્યાનુશાસન' મહાગ્રન્થમાં ગણધરવલયનો ગણભૃતવલય તરીકે પરિચય આપ્યો છે.

૧૫ દરેક પૂજનમાં થોડું ધ્યાન કરવાનું હોવું જ જોઇએ પણ આપણા પૂજનમાં ગમે તે કારણે ધ્યાનને સ્થાન આપ્યું નથી. આમ કેમ બન્યું છે તેની ચર્ચા અત્ર અપ્રસ્તુત છે પણ મારી પૂજનવિધિ છપાશે ત્યારે આ મહત્ત્વના પ્રકારને આમે જ કરવા ઇરાદો રાખું છુ. મોટા ભાગે ધ્યાન ન્યાસ પછી કરવામાં આવે છે. આ આ ધ્યાન જેનું પૂજન કરવાનું હોય તેનું સમજવું.

૧૬. અર્ઘ્ય[૧]= એટલે જલ, ચંદન, પુષ્પ, તલ, અક્ષત, સરસવ, દહીં, દુર્વા, દર્ભ, ફલ વગેરેનું ગ્રહણ થાય છે.

૧૭. ચરુ[2]–રાંધેલું અન્ન, નૈવેદ્ય આદિ.

૧૮. પાદ્ય[3]=પગ ધોવા માટેનું જલ(શ્રેષ્ઠપાત્રમાં ભરેલું સુગંધી જલ) ચરણ ઉપર પ્રક્ષેપ કરવાનું હોય તે.

૧૯ દેવીઓમાં કોઇએ વન્ધા, કોઇએ ગન્ધા તો કોઇએ અન્ધા પસંદ કરી છે.

૨૦. જ્ઞાનવિમલ સૂરિકૃત શ્રીપાલચરિત્રમાં તથા અન્ય શ્રીપાલ-ચરિત્રમાં વિવિધ રીતે યંત્ર આમ્નાય બતાવ્યો છે. લબ્ધિવલય પાંચમુ., જયાદિ આઠને બદલે ચાર, આવું બધું છે.

૨૧. કંઠમાં નવનિધિમાં પૂજન વખતે કળશો મુકવાની વાત છે. પણ આલેખનમાં કળશો આલેખવામાં આવે છે પણ એ નબને ત્યાં માત્ર નામો પણ લખાતા હતાં. પણ સાચી હકીકત એ છે કે કલશાકાર આલેખી ઉપર નામો લખવાં જોઇએ.

૨૨. બીજા યન્ત્રોમાં કલશ આકારનું આલેખન અંતમા કરવાની પ્રથા છે. તે કર્યા પછી ખાસ લખવાનું હોતું નથી. પણ આ યન્ત્રમા કલશાકાર વચમાં બનાવી તેના ઉપર દેવદેવીઓ (         શબ્દથી ફરતા) આલેખવાનું કહ્યું.

૧. સરખાવો જલં બિલ્વફલ તિલ પુષ્પાણિ તણ્ડુલાઃ।
ગવ્યં દધિ ચ દૂર્વાગ્રમર્ઘ્યમષ્ટાંગમીરિતમ્ ॥

૨. ।ચરતિ હોમાદિકમિતિ।

૩. પાદાર્થમુદકમિતિ પાદ્યમ્

૨૩. પ્રથમ વલયના છેડા ઉપર વર્તુલાકારે ફરતા ૧૬ સ્વરો મૂકયા છે આ શેના વાચક છે? આ માટે સિદ્ધહેમ૦ ઉપરની બૃહન્ન્યાસ ટીકામાં શ્રી હેમચંદ્રાચાર્યજી ખુલાસે આપતા જણાવે છે કે અકારાદ્દિ મિપોડશસ્વરૈ ર્મણ્ડલેષુ પોડશરોહિણ્યાદ્યા દેવતા અભિધીયતે એટલે સ્વરોને ૧૬ વિદ્યાદેવીના વાચક તરીકે ઓળખાવ્યા. પણ સવાલ એ કે આગલ ૧૬ વિદ્યાદેવીઓનું વર્તુલ તો આવે જ છે આજના યન્ત્રની દૃષ્ટિએ જોઇએ તો વિદ્યાદેવી બેવડાય છે પણ કલિકાલ સર્વજ્ઞ જેવાને આવો નાનકડો ખ્યાલ તો હોય જ. તો પછી પ્રશ્ન એમ થાય છે કે એમના યુગમાં યન્ત્રાલેખનનો કોઈ જુદો આમ્નાય હશે ખરો?

૨૪ સ્થાનાગમાં નિર્ઋતિ નામ મલે છે

૨૫ આ સિદ્ધચક્રમા અધિષ્ઠાયક તરીકે વૈમાનિક નિકાય નો દેવ સ્થાપિત થયો છે. આ એક વિશેષતા છે વિમલેશ્વર એ સૌધર્મકલ્પનો દેવ છે.

૨૬. અનાહતો શા માટે? એનો ઉપયોગ શું? એનું યંત્રવર્ણનના લખાણમાં કશું વિવેચન મલતું નથી.

૨૭. કલશાકાર પછીના તમામ દેવદેવીઓનાં નામ વલયાકારે અને કળશ ઉપર જ લખવાની પ્રથા હતી એવું ન હતું, કલશની બહાર ખાલી જગ્યામાં ઉપર નીચે આડા અવળા લખવાની પણ પ્રથા હતી એમ ઉપલબ્ધ પટો બોલે છે.

૨૮. શાંતિસ્નાત્રની જેમ કેટલાક વધુ પડતા ઉત્સાહીવિધિવાળાઓ આ પૂજનમા પણ દિગ્બંધન તરીકે ચારે બાજુએ સુતર બંધાવે છે કાળા કપડાનો પ્રતિબંધ મુકે છે પણ આ બધું અયોગ્ય છે.

૨૯ સંકલ્પ કરવાની પ્રથા આપણે ત્યાં નથી. આના મહિમાનો અને આની અગત્યનો ખ્યાલ પણ સંકલ્પ કરાવીને જ પૂજન કરાવવું એ જ જરૂરી અને ઉચિત છે. ઋષિમંડલ અને શાંતિસ્નાત્રમાં સંકલ્પવિધિ થાય છે.

૩૦ દિગ્પાલો, દ્વારપાળો અને વીરોમાં પૂર્વ–પશ્ચિમના જે નામો છે તે કોઈ કોઈ પટમા કલશના બહારના ભાગે મુકેલા જોવા મલ્યા છે.

૩૧. પં. શ્રી ધુરંધરવિ જીના પટમાં[૨] જે ક્ષેત્રપાલ છે તે આચાર દિનકરના આધારે છે.

૩૧. સિરિવાલકહાની ટીકામાં આવતા સર્વત· પરિતઃ શબ્દોનો અર્થ વિચારીને કરવા જેવો છે.

૩૩. લબ્ધિઓના અર્થ માટે આવશ્યક સૂત્ર મલયગિરિ ટીકા, યોગશાસ્ત્ર, તત્ત્વાર્થરાજવાર્તિક, ષટ્ખંડાગમ ધવલા ટીકા વગેરે ગ્રન્થો જોવા.



પરિશિષ્ટ ન. ૫

## માત્ર મુનિ યશોવિજયજી સંપાદિત છાપેલા યન્ત્રના અધિષ્ઠાયક વલયનુ જો પૂજન કરવું હોય ત્યારે તે પૂજન કયા મંત્રોથી કરવું તે અહીં નીચે આપેલ છે.

પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ ચારે અધિષ્ઠાયકો અને બાકીના દેવ કે દેવી જે સ્થાપિત કરવાનાં હોય તે બધાયનાં નામો યંત્રગત આલેખેલા અધિષ્ઠાયકાદિના વલયોમાંજ નામ લખી સ્થાપિત કરવા જોઈએ વિદ્યાદેવીઓ, યક્ષ–યક્ષિણી વગેરેને જેમ યન્ત્રમાં ગોઠવી દીધાં છે તેમ આને પણ અંદરજ સમાવી લેવા એજ યોગ્ય છે એટલે મેં ચારેય અધિષ્ઠાયકોને અને શેષ દેવ દેવીઓને વલયમાં જ સમાવી દીધા છે. વળી આ યન્ત્રના એ મુખ્ય દેવો છે.

શ્રી ધુરંધર વિજયજી સંપાદિત યન્ત્રમાં ત્રણ અધિષ્ઠાયકો તો અંદર સ્થાપિત થયાં છે, પણ એક ક્ષેત્રપાલ સ્થાપિત નથી થયો. હકીકતમાં ઉંડો ખ્યાલ ન આવવાના કારણે આમ થવા પામ્યું છે. જ્યારે ત્રણને અંદર સ્થાપીએ ત્યારે એકને નાત બ્હાર રાખીએ તે બરાબર નથી.

પ્રશ્ન=જો અંદરજ ચાર નામ મૂકી પૂજન કરવાનું હોય તો યંત્ર બહાર ચાર દેરીઓ બનાવી ચાર અધિષ્ઠાયકોને શું કામ સ્થાપિત કરાય છે ?

ઉત્તર=આનો ખુલાસો પ્રસ્તાવનામાં કર્યો છે તે જુઓ. ટૂંકમાં ચારે ય ઉપર કોળાનાં ફળો ચઢાવાનાં છે, અને જો

તે અનાજના બનાવેલા માંડલામાં મૂકીએ તો શું થાય કે ત્રણ ચાર વલયના થોડા થોડા ભાગો અને ખાનાં દેખાય જ નહીં અને પછી તો કોળાંનું પ્રમાણ મોટું હોવાથી દબાઈ જાય તો બાકીનાનું પૂજન કરવું અશક્ય બની જાય, માટે પૂજન વખતે ચારેય અધિષ્ઠાયકો સામે કોળું હાથમાં રાખી ત્રણવાર આવર્તો દ્વારા ઉતારી, તે કોળાં દેરીમાં પધરાવી દેવાનાં છે. એટલે માત્ર કોળાં ચઢાવવા ખાતર જ બહારના ભાગમાં બીજી સ્થાપના વધારાની દેરીઓ બનાવીને કે વગર દહેરીએ કરવી પડે છે.

એટલે બીજી વાત ધ્યાનમાં એ રાખવી કે પૂજન બે હાથમાં કોળું લઈ પોતાની જગ્યાએ ઉભા રહીને જે અધિષ્ઠાયક જે દિશામાં સ્થાપ્યાં છે તેની સન્મુખ–મુખ દૃષ્ટિ રાખી, મંત્ર બોલીને, શક્ય હોય તો ત્રણવાર આવર્તોથી ફળને (ગોળ) ફેરવીને પછી તે ફળ ઇષ્ટ અધિષ્ઠાયકની દેરી પાસે જઈને, બે હાથથી તેમા પધરાવી દેવું. ચારેય માટે આ રીતે વિધિ કરવો

મારા સંપાદિત યન્ત્રમાં અધિષ્ઠાયકાદિ વલય પ્રસંગનું પૂજન કરવું હોય ત્યારે આજ લખાણમાં અન્તમાં આપેલા પૂજન મન્ત્રો બોલવાનાં છે, કેમકે–સિદ્ધચક્રપૂજન વિધિમાં આપેલાં નામો કરતાં મારા વલયમા બે ખાના વધારે છે, અને ક્રમમાં પણ જરા તફાવત છે તેથી હવે પ્રથમ વલયમાં સ્થાપેલા ચારે ચાર અધિષ્ઠાયકોનું પૂજન કરી શેષ દેવ–દેવીઓનાં પૂજન કરવાનાં છે.

## વલયમાં ચાર અધિષ્ઠાયકો કયા કયા છે?

૧. પહેલા વિમલેશ્વર, આપણી ડાબી બાજુએ ઈશાન દિશા નજીક ખુણા પર વિદિશામાં,

૨. બીજા ચક્રેશ્વરીજી, આપણી જમણી બાજુએ અગ્નિ દિશા નજીક ખુણા પર વિદિશામાં,

૩. ત્રીજા ક્ષેત્રપાલજી, આપણી ડાબી બાજુએ વાયવ્ય દિશા નજીક ખુણાપર વિદિશામાં,

૪. ચોથા અપ્રસિદ્ધ છે, તે આપણી જમણી બાજુએ નૈઋર્ત્ય દિશા નજીક ખુણાપર વિદિશામાં,

દરેક અધિષ્ઠાયકનાં નામ આગળ કૌંસમાં ક્રમ નંબર આપ્યાં છે, તે જોઇ લેવાં. ચાલુ પૂજનની વિધિની પ્રતમાં ૧૮ નામો છે. તેમાં ક્ષેત્રપાલ સિવાયના ૩ અધિષ્ઠાયકો આપેલ છે જ. બાકીના ૧૫ નામો તો વિવિધ રીતે જે પ્રચલિત હતા તેને સ્થાન આપ્યું છે, જયારે મારા યન્ત્રમાં પૂ. શ્રી નંદનસૂરિજી મહારાજે તથા પં. શ્રી ધુરંધરવિજયજી મહારાજે

૧. સં ૧૮૮૫માં લખાયેલી બીકાનેરી અલગ આમ્નાય રૂપે લખાયેલી પૂજનવિધિમા અધિષ્ઠાયકોનુ જે પૂજન આપ્યુ હતુ, તેમાં વિમલેશ્વર, માણિભદ્ર, ક્ષેત્રપાલ, ગોમુખ, ચક્રેશ્વરી, અંબિકા, પદ્માવતી, સિદ્ધાયિકા આટલાજ દેવ દેવીઓનું હતુ. એનો અર્થ એ કે અસલ નામો વિચ્છેદ થતાં સહુએ પોત પોતાની પસંદગી પ્રમાણે દેવ દેવીઓ ગોઠવી દેતા હતા એ નક્કી વાત છે

મારી ઇચ્છા તો હજુએ શાસ્ત્રના અસલ આદેશ મુજબ ૧૨-આસન્ન સેવિકા અને ચાર અધિષ્ઠાયકો મલીને સોળ ખાનાનુ જ વલય રાખવાની છે, જો સહુ સંમત થાય તો.

'લોકોમાં વ્યામોહ ન થાય, ભક્તોની શ્રદ્ધાને આંચ ન આવે માટે નામો બદલવા ઉચિત નથી લાગતું', આ જાતના સૂચનથી તેમની ઇચ્છાને માન આપવા ખાતર મેં જૂનાં નામો ચાલુ રાખી, મારા તરફથી વલયની મોટી ગભીર ક્ષતિ દૂર કરવા બે નામો ઉમેર્યાં છે.

એક ક્ષેત્રપાલ અધિષ્ઠાયકનું અને બીજું ખરેખરી સિદ્ધચક્રની અધિકારિણી ૧૨ આસન્નસેવિકા દેવીઓનું, એટલે મારા યંત્રમાં કુલ ૨૦ ખાનાં અધિષ્ઠાયકાદિ વલયનાં મૂકવામાં આવ્યા છે. આજ સુધી સેંકડો વરસોથી ઉપલબ્ધ કોઇ કોઇ પટમાં કે છાપેલ યન્ત્રમાં આ ૧૨ દેવીઓનાં બાર, કે બધાયનું મલીને એક, એવું ખાનુ કોઇએ પણ ન રાખ્યું તે એક આશ્ચર્યજનક ઘટના છે.

પ્રશ્ન :– જેનાં નામો ન હોય પછી તેને શી રીતે મૂકવા અને પૂજન મંત્ર કેમ બોલવો ?

ઉત્તર– એનો જવાબ સ્પષ્ટ છે. જેમ ચાર પૈકી એક અધિષ્ઠાયકનું નામ નથી મળતું એટલે ચાલી આવતી માન્ય પ્રથા મુજબ તમામ પટોમાં જેમ અપ્રસિદ્ધસિદ્ધચક્રાધિષ્ઠાયકાય નમઃ। આ રીતે લખીને સકેત કે સંકલ્પ રાખીને મૂલ વ્યક્તિને પૂજીયે છીએ, તો આજ રીતે આ બાર દેવીઓને શા માટે પુંજી ન શકાય ?

ખરેખર ! પુછો તો મારી ઇચ્છા તો મારા યન્ત્રમાં (આડેધડે ગમે તે નામો નાંખી દીધા છે, તેને બદલે) તો ચાર અધિષ્ઠાયકો અને આ બાર દેવીઓનાં બાર ખાનાં આમ

માત્ર ૧૬, ખાનાનુંજ વલય દોરવાની હતી. અને તે જ ઉચિત અને સુયોગ્ય હતું, પણ વડીલોની ઇચ્છા ખાતર મેં મારી માન્યતા ભેળવીને મારે મિશ્રખાનું ઉપસાવવું પડ્યુ.

કેમકે હકદારને ન નોતરીએ, તેનું પૂજન ન થાય અને બીન હક્દારને સ્થાન મળે, પૂજન લાભ મળે એ તો પૂરો અવિધિ છે, દોષ છે અને અયોગ્ય ગણુ છે. તેથી છેવટે બાર દેવીઓનું મેં એકજ ખાનું બનાવી તેનો એકજ મત્ર બોલી બારેયનું એક સાથે પૂજન કરી લેવાનું કાર્ય કરવું પડ્યું છે આ ખાનું સહુ માટે અભિનવ-તદ્દન નવું જ લાગશે. પણ ઉપરોક્ત હકીકત જાણ્યા પછી આજ સુધી હજારો પૂજન થયાં છતાં કોઈનેય આ ખ્યાલ ન આવ્યો, અને પૂજન કર્યા વિના રહ્યા તેનો સાશ્ચર્ય ખેદ પણ થશે.

અલબત્ત સાચા ભાવથી અને શ્રદ્ધાથી કરેલાં પૂજનો પોતાનું ફળ જરૂર આપે જ છે. પણ બને તેટલી પૂર્ણતા અને શુદ્ધિ જળવાય તો કોઇ અનેરૂં ફળ આપે એ પણ હકીકત છે

**હવે મારા યન્ત્રના અધિષ્ઠાયકાદિ વલયના પૂજનના મંત્રપદો**

૧ (૨) ॐ ह्रीँ प्रथम प्रधानाधिष्ठाकश्रीविमलस्वामिने स्वाहा।
(યન્ત્રમા આપણી ડાબી બાજુએ ઉપરના ભાગે જૂઓ)

૧૧ (૨) ,, ,, द्वितीय प्रधानाधिष्ठायक श्री चक्रेश्वर्यै स्वाहा।
(યન્ત્રમા આપણી જમણી બાજુએ ઉપરના ભાગે જૂઓ)

૧૦. (૩) ,, ,, तृतीय प्रधानाधिष्ठायक श्री क्षेत्रपालाय स्वाहा।
(યન્ત્રમાં આપણી ડાબી બાજુએ નીચે ખૂણામાં)

૨૦. (૪) ,, ,, चतुर्थप्रधानाधिष्ठायक श्री अप्रसिद्धाय स्वाहा।
(યન્ત્રમા આપણી જમણી બાજુએ નીચે ખૂણામાં)

## હવે બાકીના ૧૬ ખાનાનાં પૂજન મન્ત્રો

૨ ૐ હ્રીં શ્રી ગણિપિટક યક્ષરાજાય સ્વાહા ।
૩ ,, ,, ,, ધરણેન્દ્રાય સ્વાહા ।
૪ ,, ,, ,, કપર્દિયક્ષાય સ્વાહા ।
૫ ,, ,, ,, કુબેરદેવતાયૈ સ્વાહા ।
૬ ,, ,, ,, કુળદેવતાયૈ સ્વાહા ।
૭ ,, ,, ,, અમ્બિકાયૈસ્વાહા ।
૮ ,, ,, ,, કુરુકુલ્લાયૈ સ્વાહા ।
૯. ,, ,, ,, પદ્માવત્યૈ સ્વાહા ।
૧૨ ,, ,, ,, અપ્રસિદ્ધ દ્વાદશદેવીભ્યો સ્વાહા ।
૧૩ ,, ,, ,, શારદાયૈ સ્વાહા ।
૧૪ ,, ,, ,, શાન્તિદેવતાયૈ સ્વાહા ।
૧૫ ,, ,, ,, અપ્રતિચક્રાયૈ સ્વાહા ।
૧૬ ,, ,, ,, જ્વાલામાલિન્યૈ સ્વાહા ।
૧૭ ,, ,, ,, ત્રિભુવનસ્વામિન્યૈ સ્વાહા ।
૧૮. ,, ,, ,, દેવતાયૈ સ્વાહા ।
૧૯ ,, ,, ,, વૈરોટયાયૈ સ્વાહા ।

*

* મુદ્રિતપુજન વિધિમાં ૧, ૪, ૫, ૬, આટલા નંબરના દેવોનાં નામો આગળ વિશેષણો વાપર્યા છે તે મૂલ પ્રતિમાં હતા કે નવા ઉમેરાયા છે તે નક્કી નથ કરી શકાયું.

* વિમલવાહનાય આમાં 'વાહન' શબ્દ ખટકે છે, કેમકે વિમલેશ્વર કે વિમલસ્વામી નામ જાણ્યાં છે. પણ આવુ નામ જાણવા નથી મલ્યું.

*

પરિશિષ્ટ નં ૬

## નવપદ સિદ્ધચક્રમાં ઉપાધ્યાયજીનો રંગ કયો?

મારો આ પ્રશ્ન મોટા ભાગની વ્યક્તિઓને વિચિત્ર લાગશે અને નાનકડો આંચકો આપે તો ના નહીં કોઇને એમ થશે કે મહારાજે એક બીનજરૂરી તર્ક કરી નકામો પ્રશ્નનો પતંગ ચગાવ્યો છે. હકીકતમાં એવું નથી. આ પ્રશ્ન નિરાકરણ માગે તેવો અતિ આવશ્યક અને અત્યન્ત જરૂરી છે. એક તીર્થંકર કે એક પંચ પરમેષ્ઠીના વર્ણ રંગની બાબત શંકાસ્પદ રહે તે ઘણી જોખમી બાબત છે. એટલે વિચારશીલો, વિદ્વાનો, અભ્યાસીઓ ચિંતન મનન કરી આખરી સત્ય નક્કી કરે તે જરૂરી છે માટે આ બાબત મેં છેડી છે. કારણ કે આ પ્રશ્ને મારા મનમાં ૫૦ વર્ષથી થોડીક મુંજવણ ઉભી કરી છે. તેથી તેનો નિશ્ચયાત્મક નિર્ણય આવી જાય તે જરૂરી છે

અહીં પાચ-પરમેષ્ઠીઓમાંના ચોથા ઉપાધ્યાય માટે જ જરા વિચારવાનું છે.

કોઇ પણ જાણકાર વ્યક્તિને પૂછો કે ઉપાધ્યાયજીનો રંગ કયો? તો તરત જ જવાબ મળશે કે લીલો. પણ મારા અલ્પાભ્યાસ પછી મળેલા સીધા કે સાંયોગિક પુરાવા પછી ઉપાધ્યાયજીનો રંગ ભૂરો (ઈન્ડીગો જેવો બ્લ્યૂ) કેમ ન હોઈ શકે? એવો સવાલ મને પેદા થયો આ સવાલ પેદા થવામા કારણ નીલ શબ્દ હતો. નીલનો સીધો અર્થ સહુ ભુરો કરે છે. ભુરો એટલે વાદળી કલર, વાદલી શબ્દ આકાશના વાંદ-

બોનોજ વાચક છે. હીન્દીમાં જેને બાદલ કહે છે ગુજરાતીમાં આકાશ કેવુ ? તો ભૂરા રંગનું, એટલે ભૂરો રંગ આકાશી રંગ છે. સંસ્કૃતમાં આકાશના રંગ માટે નીલ શબ્દ પ્રસ્તુત થયો છે નીલ શબ્દ બરાબર નજર સામે રાખો વળી ગલી ભૂરા રંગની હોય છે. એને નીલી ગલી કહીને પરિચય અપાય છે. ઉપાધ્યાયજીનો રગ માટે વરસો પહેલાં મનમાં પ્રશ્ન ખડો થયો કે ઉપાધ્યાયજીનો રંગ લીલો કે ભૂરો ? આ વાતનું બીજું અનુસન્ધાન એ હતું કે ઉપાધ્યાયજીના રંગ સાથે જ ભગવાન પાર્શ્વ અને મલ્લિજિનના દેહનો રગ સંકળાએલો હતો બંને વચ્ચે રંગનું સામ્ય હોવાથી ગમે તે એકનો વર્ણ-નિર્ણય જે થાય, તે બીજાનો હોય જ. એટલે મારે તો ઉપાધ્યાય અને ભગવાન શ્રી પાર્શ્વના દેહવર્ણો અંગે ગ્રન્થકારો શું લખે છે તે તપાસવું જરૂરી હતુ. પ્રિયંગુને શ્યામ તરીકે ઓળખાવા છે.

પ્રથમ ઉપાધ્યાયજી માટે જોયું તો વિવિધ રચનાઓમાં એમના માટે નીલ શબ્દ જ્યાં ત્યાં જોવા મલ્યો. અને ભગવાન પાર્શ્વનાથ માટે વ્યાપક રીતે જોયું તો એમના માટે પણ નીલ કે વિનીલ શબ્દો વાપરેલા જોયા. હવે આ બંને શબ્દોથી કયો રગ લેવો ? તે નક્કી કરવાનું હતુ. આ માટે વિવિધ કોશો જોયા, અન્ય વિવિધ ગ્રંથો સંદર્ભો, શ્રી કૃષ્ણનું દેહ-વર્ણન વગેરે જોયું પ્રિયંગુવૃક્ષના વર્ણ જેવા પાર્શ્વનાથજીને કહ્યા એટલે એ પણ જોવું જરૂરી હતું.

નીલના ત્રણ અર્થો—ભારતીય કે અભારતીય ભાષાના નાના મોટા અનેક કોશો ઉથલાવી જોયા, ત્યારે લાગ્યું કે નીલ શબ્દ

એવો જોવા મલ્યો કે જે કાલની ગતિ સાથે કાલાન્તરે વિવિધ અર્થનો વાચક બનતો ગયો હતો. તેમાંએ રંગની દૃષ્ટિએ જોઇએ તો અનેક રંગનો વાચક બની ગયો હતો એમ લાગ્યું.

નીલનો અર્થ કોશકારો શ્યામ કાળો, લીલો, અને ભૂરો, આમ ત્રણેય અર્થ સૂચવતા હતા. તો શું નીલ શબ્દ પ્રારંભમા માત્ર ભૂરા* રંગનોજ વાચક હતો અને કાલાન્તરે વિવિધ અર્થોના અનેક વાઘા પહેરતો બની ગયો હશે? આનો સંતોષકારક જવાબ આપી શકું તે સ્થિતિમાં હું નથી.

નીલના ત્રણેય અર્થો ઉપલબ્ધ થાય છે. અહીં આ ચર્ચામાં શ્યામ અર્થને સ્થાનજ નથી. કેમકે આ શ્યામવર્ણ તો નેમિનાથજી અને મુનિસુવ્રતસ્વામીજીમાં ગતાર્થ થએલો છે. એથી એની અહીં બાદબાકી કરીને ભૂરો કે લીલો બે રંગ વચ્ચેજ આપણે વિચારણા કરવાની રહે છે.

હવે એક બીજી વાત: ૨૪ તીર્થંકરોને પાંચ વર્ણમાં વહેંચી નાંખવામાં આવ્યા છે. એ વાતની સાક્ષી ૐ વરકણયસંખવિદુમરગયઘણસન્નિહં ॥ આ સુપ્રસિદ્ધ ગાથા આપે છે જુઓ ગાથા ૧૯,૨૬

સિરિવાલકહા ચરિત્રમાં નીળથી ઉપાધ્યાજી માટે લીલો જ

* કોશકારે લીલા કલરનો એક પર્યાય નીળપીત. બતાવ્યો છે એનો અર્થ એ કે જેમા ભૂરો અને પીળો બે હોય તેને લીલો કહેવાય કેમકે લીલો કલર ભૂરા અને પીળાના મિશ્રણથી જ થાય છે, એ જોતા અહીં આ નિર્વિવાદપણે નીલ ભૂરાનો વાચક બન્યો છે

રંગ સ્પષ્ટપણે જણાવ્યો છે. આ હિસાબે પાર્શ્વનાથજી લીલા રંગના જ નક્કી થાય છે. અહીં નીલાનો જ અર્થ લીલો કર્યો છે

સંસ્કૃતમાં લીલા રંગ માટે સ્પષ્ટ હરિત્ શબ્દ છે. જો આ એકજ શબ્દનો પ્રયોગ થયો હોત તો નીલ શબ્દથી જે વિવાદ ઊભો થયો તે થવા પામત નહિં. જો કે પાર્શ્વનાથજી માટે પાછળથી હરિત્ શબ્દ ગ્રન્થકારોએ વાપર્યો છે ખરો બાકી ગુજરાતી ભાષાનાં ચૈત્યવંદનો, સ્તુતિ સ્તવનો આદિમા પાર્શ્વ-નાથ અને ઉપાધ્યાય માટે મોટા ભાગે નીલ શબ્દ જ વાપર્યો છે. એવી શંકા કરવાનુ મન થાય ખરૂં કે જો કલર લીલો જ હોત તો હરિત્ કે લીલો શબ્દ શા માટે ન વપર્યો? તો શું અર્થાપત્તિથી પ્રારંભમાં નીલ ભૂરા રંગનો જ વાચક હશે ખરો?

ઉપર બધી વાત શાબ્દિક ચર્ચી. હવે પ્રત્યક્ષ પ્રમાણ જેવી પ્રકાશ પાડે તેવી બાબત ખરી? તો હા આ માટેનુ સાધન છે ચિત્રો.

મેં આ માટે પાર્શ્વનાથજીનાં ચિત્રો ચૌદમી સદીથી લઇને આજ સુધીની તાડપત્રીય કે કાગળની પ્રતોનાં યન્ત્રપટોમાં, દેરાસરોની ભીંત ઉપર, આમ સર્વત્ર ભગવાન [1]પાર્શ્વનાથજીના ચિત્રો લીલારંગના જ દોરેલા મળ્યાં હતાં, ક્યાય ભૂરા રંગના ચિત્રો ન જોયાં.

---

૧. લીલો પત્થર દુર્લભ હોવાથી, ભૂરાની પણ એ જ સ્થિતિ હોવાથી શ્યામ રંગની મૂર્તિઓ બનવા પામી હશે. નાગ–સર્પ એ ભગવાનનુ લાંછન છે. સર્પ માથે પણ હોય છે, સર્પમાં શ્યામરંગની પ્રધાનતા છે. અને એના પર એજ રંગ લગાવાય છે શું એના અનુસંધાનમા શ્યામ પસંદગી થઈ હશે ખરી?

હા, એક અપવાદ હતો ખરો. આજથી ૩૭ વર્ષ ઉપર પાલીતાણામાં જયપુરથી એક ચિત્ર ભગવાન પાર્શ્વનાથનું આવેલું, જે અતિ સુંદર-ભવ્ય હતું. એ ચિત્રમાં તેમનો વર્ણ આછા ભૂરા રંગનો બનાવ્યો હતો, ત્યારે થયું કે નીલનો ભૂરો અર્થ સ્વીકારીને ભૂરા રંગના ચિત્ર બનાવનાર ભૂરામતવાદી વ્યક્તિઓ પણ હતી ખરી!

સિદ્ધચક્રના અનાજના માંડલામાં ઉપાધ્યાયજીના ખાનામાં લીલા રંગના મગ જ મૂકવાની પ્રાચીન પરંપરા છે, તેથી પણ શ્રી સંઘને લીલો રંગ માન્ય હતો એમ જરૂર કહી શકાય

જોકે અહીં એક તર્કને સ્થાન છે ખરૂં કે, કદાચ ભૂરો માન્ય હશે પણ ભૂરા રંગનું અનાજ વિશ્વ ઉપર છે જ નહિં એટલે પછી પૂર્વાચાર્યોને લીલા રંગના મગ (અનિચ્છાએ) પસંદ કરવા પડયા હશે. તો પણ ભૂરા રંગની અવેજીમાં લીલો કલર કેમ પસંદ કર્યો? તો તેનું એવું સમાધાન ક્ષણ ભર માટે આપી શકાય ખરૂં કે લીલો રંગ પસંદ કર્યો તેમા પણ એક રહસ્ય હતું અને તે એ કે, લીલો રંગ ત્યારે જ બની શકે છે કે પીળો અને ભૂરો[1] બે રંગ ભેગા થાય તો જ એટલે લીલામાં ભૂરાનો ભાગ આડકતરી રીતે આવી જ જાય છે. એટલે ભૂરા રંગનું અનાજ ન હોવાથી લીલો રંગ[2] (બન્નેના મિશ્રણવાળો) પસંદ કર્યો. આપણી પેલી કહેવત-

૧ पीतनीलसमायोगात् हरितो नाम जायते। (भरतनाट्य)
૨ सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः

લાલ[1] પીળો ને વાદળી, મૂલ રંગ ત્રણ કહેવાય,
બાકીના બીજા બધા, તે મેળવણીથી થાય.

આમાં ભૂરા રંગને મૂલ રંગ તરીકે ગણાવ્યો છે. લીલો તે મિશ્રણથી થતો હોવાથી મૂલ નહીં મિશ્ર રંગ છે. તો શા માટે તીર્થંકરના વર્ણમાં મિશ્રને સ્થાન આપવું; મૂલરંગ શા માટે નહીં ? અને પછી સિદ્ધચક્રના માંડલામાં વરસમાં બે વાર લીલા રંગ જ લાખો જૈનોને જોવા મલતા એટલે ઉપાધ્યાયના રંગની પ્રસિદ્ધિ લીલા રંગની થઈ ગઈ અને પછી જે ઉપાધ્યાયનો એ જ પાર્શ્વનાથજીનો. એટલે એમનો કલર પણ લીલો પ્રચલિત થઈ ગયો. તર્ક કરનારા આવો પણ તર્ક કરી શકે !

મેં તો અહીં એક વિચારણા રજૂ કરી છે. પણ હકીકતમાં લીલા રંગની બહુમતિ પ્રચણ્ડ છે. પુરાવાઓ એના ખૂબ જ મળે છે. એ બાબત પણ ખાસ ધ્યાનમાં રાખી શોધકને નિર્ણય કરવાનો રહેશે.

## હવે સાધુનો રંગ કયો ?

હવે સાધુની વાત જાણીને અહીં ઉપસ્થિત કરી છે આમ તો સાધુના રંગ અંગે ગ્રન્થો દ્વારા કોઈ મતભેદ નથી. કેમ કે એ માટે અંજન, શ્યામ, કૃષ્ણ શબ્દો મળે છે અને આ શબ્દોનો

૧. વિષ્ણુધર્મોત્તરપુરાણમાં મૂલવર્ણો આ પ્રમાણે જણાવ્યા છે—
શ્વેતો રક્તસ્તથા પીતઃ કૃષ્ણો હરિતમેવ ચ ।
મૂલવર્ણાઃ સમાખ્યાતા· ॥ આમ પાંચ રંગને પણ મૂલવર્ણ કહ્યા છે. કાળો અને લીલો આ બંનેને પણ મૂલરંગ તરીકે જણાવ્યા છે

અર્થ કોશકારે કાળો જ કર્યો છે, અને સાધુને શ્યામ રંગના જ કહ્યા છે. અને તેની સાથે સબંધ ધરાવતા તીર્થંકરો ૨૦, ૨૨ તે પણ શ્યામ વર્ણના છે.

શ્યામ વર્ણના હોવા છતાં મારી વાત વાંચીને ભારે આશ્ચર્ય થશે કે નવપદ સિદ્ધચક્રજીના–ગટાઓ જે (પ્રાયઃ) જયપુરમાં બનતા હતા અને ૧૦૦ વર્ષ ઉપર મુદ્રણ કલા ન હતી ત્યારે સેંકડોની સંખ્યામાં દેશભરમાં એ જ વપરાતા હતા. તે ગટાઓમાં શ્રીપાલ રાજાના રાસમાં વરસોથી જે ચિત્ર છાપવામાં આવે છે તે ચિત્રમાં સાધુના દેહનો રગ આકાશી રંગનો ભૂરો જ બનાવે છે. તમને પ્રશ્ન થશે કે ભૂરાનો સંબંધ તો ઉપાધ્યાય જોડે હોઈ શકે સાધુ જોડે હોઇ જ કેમ શકે? વાત સાચી છે. પણ એનુ કારણ એ હતું કે શ્યામ[1] (કાળા) રંગને અપશુકનીયાળ ગણ્યો હોવાથી પૂર્વાચાર્યોએ અમંગલ રંગ ન વાપરતાં ભૂરા રંગનો આદેશ આપી સાધુઓને ભૂરા રંગના જ બતાવતા હતા. કાળો વર્ણ તો ક્યાંય જોવા ન મળ્યો. કોઈ પણ વ્યક્તિ (સાધુ કે શ્રાવક) ને ખાત્રી કરવી હોય તો જૂના ગટા જોઈ લે અને ન મળે તો મુંબઇ કોટના દહેરાસરમાં કાચના કબાટમાં એનો સંગ્રહ છે તે જોઇ લેવો. તથા શ્રીપાલરાસના પુસ્તકો જોઇ લેવાં

કેટલીક વાર મુનિરાજો જરા જુદી રીતે કંઇક જોયું કે સાંભળ્યું એટલે એકદમ આવેશમા આવી જઇને હદ બહારનો વિરોધ

૧. જો કે આજથી દશેક વરસ ઉપર નવપદજીનુ ભવ્ય ચિત્ર બનાવ્યુ ત્યારે મે સાધુનો કાળો કલર પહેલવહેલો જ કરાવેલો, કારણ કે ત્યારે આ બધુ વિચારેલુ હતુ જ નહીં

કરવા માંડી પડે છે. તેઓ માગ આ ખુલાસા ઉપરથી બોધપાઠ લેશે અને વિરોધ સભ્યતાની મર્યાદા અને વિવેક જાળવીને કરશે. આટલી આશા રાખું તો તે અસ્થાને નથી.

જૈન ધ્વજ અંગે

ભગવાન શ્રી મહાવીરના નિર્વાણ મહોત્સવ પ્રસંગે સહા સમિતિએ જૈન ધ્વજ અને જૈન પ્રતીક નક્કી કરવાનું નિશ્ચિત કર્યું. એ માટે પાંચ સાત સાધુઓની રૂબરૂ કે પત્ર દ્વારા સલાહ પૂછાવી એમાં મારા પત્ર જોડે તેમણે નવી બનાવેલી ડીઝ યન પણ મોકલેલી ડીઝાયનમાં લગભગ પોણા પોણા ઈંચના સીધા જ પાંચ પટા જ હતા. અને પાંચેય પટા સરખા આપના હતાં મેં એના ઉપર ચિંતન કર્યું, કેમકે જે ધ્વજ નક્કી થશે તે કાયમને માટે સર્વ [1]માન્ય થશે. લાખોની સંખ્યામાં પ્રચારાશે આ એક બહુ મૂલ્ય અવસર હતો. મેં ચિત્રકારને બોલાવીને જુદી જુદી રીતે વિવિધ ડીઝાયનો કરાવી પણ એમાં મારી સહુથી વધુ પસંદગીની એક મોટી ડીઝાયન બનાવરાવેલી, એમાં ફક્ત પાંચ પટા જ બનાવેલા પહોળાઈ સરખે ભાગે હતી એમાં કોઈ લખાણ કે કોઈ ચિહ્ન મુકવામાં આવ્યું ન હતું. એટલે દીલ્હીની આવેલી ડીઝાયન મને ન જચી.

કેવી ડીઝાયન બનાવી તે–

મેં વિચાર્યું કે આપણા શાસનમાં કેન્દ્રમાં અરિહંત છે.

૧ આજથી વીશ વરસ ઉપર મે ધ્વજની મારા હાથે જ વિવિધ પ્રકારની કેટલીક ડીઝાયનો બનાવેલી પણ તે અંગે ત્યારે પણ સવિશેષ પ્રયત્ન કર્યો ન હતો.

નવકારમાં પ્રથમ એ છે. નવપદજીના કેન્દ્રમાં એ જ છે. એ એક છે તો બીજા અધ્યાયને સ્થાન છે. એક નથી તો કંઈ નથી, નવપદજીમાં અરિહંતને ઉઠાવી લઈએ તો બાકીના આઠ પદોને કંઈ સ્થાન કે મહત્ત્વ રહેતું નથી. માટે જૈન-અજૈન પ્રજાને કે જાહેર પ્રજાને અરિહંતનું સ્થાન સર્વોપરી છે, એ ખ્યાલ આવે એ માટે મેં સહુથી વધુ જગ્યા કેન્દ્ર માટે ફાળવી. દીલ્હીવાળાઓએ તો આવું કંઈ વિચારેલું નહીં હોય એટલે એમને તો કાગળમાં પાંચ પટા સરખા ચીતરેલા તેમાં ઉપરથી-પ્રથમ અરિહંત પછી સિદ્ધ પછી આચાર્ય વગેરે આથી એના ચિત્રમાં કેન્દ્રમાં આચાર્ય હતા, કેમકે પાંચમાં વચ્ચે કુદરતે એ જ આવે. પણ મને એ જરા ય ઇષ્ટ ન હતું. અરિહંતની મુખ્યતાની જાણ પ્રત્યેકને થવી જ જોઈએ. એટલે કેન્દ્રમાં વધુ જગ્યા ફાળવી.[૧] પછી બાકીના ચાર માટે સરખી જ જગ્યા રાખવાનું

---

૧. મે પહેલાં અરિહંતથી જરાક નાનો પટ્ટો સિદ્ધનો ચીતરાવ્યો અને પછીના માટે પરમેષ્ઠિઓના દરજ્જા મુજબ અડધું અડધું માપ રાખ્યુ પણ સમિતિએ જણાવ્યું કે બીજા લોકોને આવુ બધુ ફાવશે નહિ અને ધ્વજો બનાવવામાં ઉલ્ટી ગરબડ વધશે એટલે, પછી લોકોને સરલતા પડે એ માટે ચારેયના માપ સરખા જ રાખવાનુ મારી સંમતિથી સમિતિએ નક્કી કર્યું અને એ રીતે લાખો ધજાઓ બનવા પામી.

કોઈને પ્રશ્ન થાય કે અરિહતને માથે આચાર્યનું સ્થાન આવે છે તો તે યોગ્ય લાગશે ખરૂં ? એનો જવાબ એ છે કે અરિહંતની મુખ્યતા રાખવી હતી એટલે બીજો ઉપાય જ ન હતો.

પણ આથી દોષ ન સમજવો જેમ પ[illegible] ગાથે સંથારા [illegible] પશુ-પક્ષીઓ મુકાય છે તેમ

સાનુકૂળ હોવાથી અરિહંતથી અડધોઅડધ જગ્યા ચારેય માટે નક્કી કરી અને તે રીતે ચિત્ર મેં દોરાવ્યું અને એ ચિત્રમાં વચ્ચે વર્તુલ દોરી એમાં સ્વસ્તિક, જ્ઞાન દર્શન ચારિત્ર સૂચક વર્તુલો અને ઉપર સિદ્ધશિલાની આકૃતિ ચીતરાવી હતી.

દીલ્હીમાં અખિલ ભારતીય સમિતિની પ્રધાન મીટીંગ બોલાવી. જેમાં જૈન–અજૈનભાઈઓએ પૂરતી હાજરી આપી હતી શ્રેઠ શ્રી કસ્તુરભાઇ તથા શેઠ શ્રી શાંતિપ્રસાદજી પણ હાજર હતા. તે વખતે વિવિધ સૂચનો કરતા પત્રો આવેલા હતા. તે વખતે મારા વિસ્તૃત સૂચનો સમિતિને ઉપયોગી લાગ્યા, એટલે એ સૂચનો સ્વીકારી લીધા અને એની ચર્ચા કરવા દીલ્હીથી ખૂબ જ સમજદાર ભાઈ નેમિચંદજી બે વાર આવેલા, ત્યારે તેમની ઇચ્છા ધ્વજમાં માત્ર સ્વસ્તિક જ રાખવાની હતી, ઓછામા ઓછું પ્રતીક રાખવું તે હિસાબે, જૈન સમાજની અને વર્તમાન પરિસ્થિતિ જોઈને મેં દેરાસરમાં પ્રભુ સમક્ષ અક્ષતથી રત્નત્રયી વગેરે બનાવીએ છીએ, તે રાખવા માટે સમજાવતાં સ્વીકાર કર્યો, બીજી વખતે ધર્મશ્રદ્ધાળુ શ્રી શ્રેયાંસપ્રસાદજી પણ હાજર રહ્યા હતા, તેમને મારા વિચારો, મારી માન્યતાઓને સહર્ષ સ્વીકારી લીધી

હવે વાત ઉભી થઈ સાધુના કલરની. સહુની ઇચ્છા શ્યામ–કાળો કલર વહેવારમાં અમંગલ ગણાતો હોવાથી સર્વથા કાળો કરવાની ન હતી. એ ખ્યાલ આપું કે આપણે ત્યાં પણ હેંકડો વરસથી કાળા રંગને અમંગલિક ગણ્યો છે. અને તેથી શાંતિસ્નાત્રાદિ પૂજાઓમાં કાળાં કપડાં ટોપી શુદ્ધાં પહે-

રીને આવવાની સખત મનાઇ ફરમાય છે. ધાર્મિક ક્રિયામાં પણ રંગની વિચારણાને કેવું સ્થાન છે તે વાંચકો ધ્યાનમાં રાખે આ કારણે મેં કાળો નહીં અને સાવ ભૂરો નહીં એવો કાળો પણ નહિં, છતાંય કાળા જેવો. જેમાં ભૂરાની ઝાંય દેખાય તેવો આવા કલરવાળા કપડાના નમૂના રંગાવરાવ્યા અને તે દીલ્હી મોકલી આપ્યા, સમિતિએ એ કલર માન્ય રાખ્યો અને એ કલરવાળા હજારો ધ્વજો બની ગયા.

બીજી બાજુ જૈન સમાજનું મહાન દુર્ભાગ્ય જાગ્યું હતું. નિર્વાણ મહોત્સવનો વિરોધી વર્ગ ઇસ્લામીઓની જેમ જ ઝનૂને ચઢયો હતો, એટલે હરેક બાબતનો અભ્યાસ કર્યા વિના, પૂરી માહિતી મેળવ્યા વિના, સારાસાર કે યોગ્યાયોગ્યનો વિવેક ચૂકીને, તમામ રીતે વિરોધ જ પોકારવો, એવી એક રસમ જ થઈ પડી હતી. એટલે એમને પ્રથમ તો "પાંચ રંગનો ધ્વજ જૈન શાસનમાં છે નહિં, આપણે ત્યાં તો લાલ અને ધોળો* બેજ કલરનો ધ્વજ હોય છે. એ બહાનું આગળ ધરી, જોરશોરથી વિરોધ પોકાર્યો. અને બીજો વિરોધ સાધુનો પટો ભૂરા રંગ જેવો છે તે ખોટો છે. શાસ્ત્ર મુજબ પટો શ્યામ રંગનો જ હોવો જોઇએ. સમિતિ અમારી શાસ્ત્ર માન્યતાઓને ખતમ કરવા માગે છે" આવી રીતનો વિરોધ પોકારી મોટો હોબાળો જગાડયો હતો. જૈન શ્રાવક

* વિરોધનો બુલંદ નાદ ગજવનારા મુનિઓને પૂછીએ કે યંગમેન્સ જૈન સોસાયટી વોલીંટીયરકોર અને બીજી સંસ્થાના બેન્ડના ધ્વજો શું બેજ રંગના હતા? બાસા (લાલ, લીલો, ધોળો) ત્રણ રંગના હતા.

શ્રાવિકાઓ તો આ વિષયમાં અજ્ઞાન હોય છે. ઘણી વાર એમનું અજ્ઞાનપણુ પણ વિરોધનો વંટોળ ચગવવામાં વધુ ફાળો આપનારૂં બને છે.

સાચી વાત એ હતી કે લાલ અને ધોળા રંગનો ધ્વજ તો દેરાસરના શિખર ઉપર ચઢાવા માટે નક્કી થએલો છે. પણ આ ધ્વજ દેરાસરના ઉપર ચઢાવા માટે હતો જ નહિ કમીટીએ એનો ઉપયોગ માત્ર જાહેર સ્થાનો સમારંભો પૂરતો જ કરવાનું જણાવેલું હતું પરંતુ જનતાના ગાડરીઆ પ્રવાહને ઉંધે રસ્તે દોરવવો હોય, ગરમ કરવો હોય ત્યારે, ઘણી બધી માયાજાળ વિસ્તારવી પડે છે. આજનો જૈન સમાજ પોતે આવી અનેક બાબતોથી અજ્ઞાન છે. એટલે જ એને વધુ પડતા સાધુમુખા બનવું પડે છે. અને હુશિયાર તેમજ કાબેલ વ્યક્તિઓ પછી ગમે તેમ આ સમાજને દોરવી જાય છે. આંધળી ગુરુભક્તિ હોય અને જેનો વિરોધ થતો હોય તેનું કશુ જ્ઞાન હોય નહિં, એટલે આ બને બાબતો વિરોધની આગને પ્રજ્વલિત કરવામાં ખાસું પેટ્રોલનું જ કામ કરે તે સ્વાભાવિક છે. જૈનધર્મના જ્ઞાનથી સમાજ જો જાનકાર હોય, વિવેકી ભક્તિ હોય તો હાજી હા કે લોલે લાલ થાય નહિ, ગલત વિરોધ કરનારા ઠંડા પડયા વિના રહે નહિં અને સમાજ વધુ પડતા સંઘર્ષનો અને અશાંતિનો ભોગ બને નહિ. આટલી નોંધ પણ સમાજને બીજી વખત ભોંઠા ન બનવું પડે માટે વ્યથિત હૃદયે મેં લખી છે.

આ ધ્વજ સંઘની જાહેર સભાઓ, વરઘોડો કે પરિષદો

વગેરે પ્રસંગે ઉપયોગ કરવા માટે તથા ઘર ઉપર કે અન્ય સ્થળે લગાડવા માટે જ હતો પણ વિરોધની ખાતર જ વિરોધ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઇને બેઠેલા હોય ત્યાં શું થાય? આ વાત વિરોધી વર્ગે ધર્માત્મા શ્રાદ્ધનાયક શેઠશ્રી કસ્તુરભાઇને જણાવી, રંગ બદલવા જોરદાર આગ્રહ કર્યો. એ પછી શેઠશ્રીનુ મુંબઇ આવવું થયું. અમદાવાદ મુંબઈના અન્ય સભ્યો સાથે મને વાલકેશ્વરમાં મલ્યા. તે દિવસે નિર્વાણ સમિતિની મોટી મીટીંગ મુબઈમાં રાખી હતી. અને આ ધ્વજના રંગનો આખરી નિકાલ કરવાનો હતો. એટલે શેઠશ્રીએ મને પૂછ્યું કે સાધુપદના કલર માટે વિરોધ છે તો સ્પષ્ટ કાળો રાખીએ તો આપ સંમત છો? મે મનોમન વિચાર્યું કે કાળા રગને તો હું માનું જ છું પણ માત્ર ઉપર જણાવેલા કારણે મારે કલરને નજીવો ભૂરા રંગ તરફ ઝોક આપવો પડયો છે. એટલે મે—આપણી મગલ પરંપરા સચવાશે નહિ. જાહેર વાપરવાની વસ્તુ પણ છે, ત્યાં કાળો રંગ રૂચિકર નહીં બને, એમ સમજવા છતાંય તે સમયની સર્વાગી પરિસ્થિતિને ધ્યાનમાં લઇને મેં કાળા રંગ માટે સંમતિ આપી. સમતિ મલી જતાં બપોરની સમિતિની મીટીંગમાં શેઠશ્રીએ રંગ બદલવાની જાહેરાત પણ કરી. શેઠશ્રી પ્રમુખ હોવાથી સાહુશ્રી શાંતિપ્રસાદજી (દિગમ્બરના સર્વાગ્રણી) એ શિસ્તને માન આપી સ્વીકારી લીધી. સાહુજી મીટીંગ બાદ મને વાલકેશ્વર મલ્યા. સવાલ એ આવ્યો કે હજારો ધ્વજ બની ગયા હતા તેનું શું? એટલે પછી બન્ને પ્રકારના ધ્વજોનો ઉપયોગ થવા પામ્યાં.

વિરોધ કરનાર સાધુ હોય કે શ્રાવક, પણ વિરોધ કરતા પહેલાં જે બાબતનો વિરોધ કરવો હોય તેની સમગ્ર પરિસ્થિતિને અને તેની સાચી માહિતી પ્રામાણિક સ્થળેથી મેળવીને, સામી વ્યક્તિ સાથે પરસ્પર ચર્ચા–વિચારણા કરીને પછી જ વિરોધ કરવામાં આવે, આવો અભિગમ જો સ્વીકારવામા આવે તો ખંડનાત્મક વિરોધ કરવાનું સાહસ દૂર થતાં રચનાત્મક વિરોધ થશે. અને એવો વિરોધ વાતાવરણને દૂષિત કરી પ્રદૂષણને જન્મ નહીં આપે એમ મારૂં ખચિત માનવું છે.

ઉપાધ્યાજી ભગવંત કે પાર્શ્વનાથ ભગવંતનો રંગ કયો ? તેનો આખરી નિષ્કર્ષ આવી જાય, એવા સદાશયથી અનિવાર્ય અને આવશ્યક એવી આ ચર્ચા ઉભી કરી છે. આ બાબતમાં સુજ્ઞો જણાવવા જેવું મને જરૂર જણાવે જેથી સત્ય લાધી શકે.

—o—

• હજારો સિદ્ધચક્રમાં સાધુજીનો લાઇટગ્રીન્યુ કલર જ કરવામા આવ્યો છે.

## પ્રશ્નાવલી સાથે મેં લખેલો છાપેલ પત્ર

મુ. ધાંગધ્રા આસો સુદિ બીજ
ઠે૦ જૈન ઉપાશ્રય જયન્તુ જિનવરા વિ. સં ૨૦૦૯
યશોવિજયાદિના

શ્રી

આજે આપના ઉપર શ્રી સિદ્ધચક્ર યન્ત્રનો સ્કેચ્ય નકશો તથા તેને લગતી લખ્વી બે પુસ્તિકાઓ મોકલી છે તેની પહોંચ તુરત પાઠવશો.

અને આપના અભ્યાસ અને અનુભવ પ્રમાણે પૂછેલી બાબતોના જવાબો વધુમાં વધુ પ્રમાણમા આપવાનો જરૂર પ્રયત્ન કરશો

આજકાલ આવી બાબતોના જવાબો માટે ઉપેક્ષા કરાય છે, પરંતુ આ બાબત કેટલી મહત્ત્વની અને ઉપયોગી છે, તે માટે વધુ કહેવાનુ જ શુ હોય ? જૈન સઘ માટે એ જાણીતી વાત છે તો આશા છે કે આપ શકય તેટલો પ્રયત્ન અવશ્ય કરશો જ

### મારા પ્રયત્નનો હેતુ અને સશોધન

વિ.સં. ૨૦૦૮મા મારે શ્રી સિદ્ધચક્રયન્ત્ર ચીતરાવવાનો પ્રસગ ઉપસ્થિત થયો ત્યારે, આગલી સાલના મુંબઇના ચાતુર્માસના એક પ્રસગથી એટલો ખ્યાલ તો હતો જ કે પ્રસ્તુત યન્ત્ર શુદ્ધકરણ માગે છે, તેથી મે "સિરિસિરિવાલકહા" ની પ્રતિઓનો યન્ત્રાલેખનાદિવિધિ ઝીણવટથી તપાસવા માડયો, ને મુદ્રિત પટો સાથે મેળવવા માડયો તો ઘણી અશુદ્ધિઓ જણાવા માંડી, ત્યારપછી મારી પાસેનાં વસ્ત્ર–કાગળોનાં તથા દેરાસરોનાં રૌપ્ય, તામ્રાદિપટો પણ સરખાવા માંડયાં પણ દરેકમાં કઇને કઈ ક્ષતિઓ ને અવનવી વિચિત્રતાઓ પણ જોવામાં આવી તેમાંય યન્ત્રનો કલશાકાર કેવો કરવો જોઈએ, એમાં તો કોઈએ પૂરુ ધ્યાન જ નથી આપ્યુ એમ કહીએ તો ચાલે. એ માટે મને આશ્ચર્ય પણ થયુ ! બાદ હવે વધુ તપાસ કરવાનુ જરૂરી માની મે બહાર નજર નાંખી અને પૂ આચાર્ય ભગવતો, અન્ય શ્રમણો, જૈન સાહિત્યકારો અને જ્ઞાનભંડારો સાથે

સંપર્ક સાધ્યો અને યન્ત્રનાં પટો-ચિત્રો, લેખન-પૂજનવિધિની પ્રતો પણ મંગાવી, પણ કમભાગ્યે આ વિષયનો સંગ્રહ કે સાહિત્ય બહુ જ ઓછા સ્થળે અને તેય અલ્પસંખ્યામાં હશે તેથી બહુ અલ્પ જોવા મળ્યું, પણ તે મારી જિજ્ઞાસાને તો સંતોષી ન જ શક્યું પરંતુ તે દ્વારા ચિત્ર-વિચિત્ર પદ્ધતિઓ અને બીજા યન્ત્રો વચ્ચેની જાતજાતની ભિન્નતાઓ જાણવા મળી

આ બધું જોતાં થયું કે યન્ત્રના ક્ષેત્રમાં લાંબા કાળથી ખૂબ ખૂબ અરાજકતા જામી ગયેલી છે

સમસ્ત જૈન સંઘ જેનું વરસમાં બબ્બેવાર નિયમિત રીતે આરાધન કરતો હોય અને એ વસ્તુ આ રીતે અશુદ્ધ અને અરાજકતાવાળી રહે તે જાણ્યા પછી કેમ જ ચલાવી લેવાય! અને વળી આજના સાધન-સંપન્ન યુગમાં તો એને વહેલી તકે દૂર કરવી* જ જોઈએ

એટલે શ્વેતાંબર, દિગંબર, જૈનેતરોના મંત્રશાસ્ત્રો તથા અન્ય યન્ત્રાદિક પટો વગેરે સાહિત્યસામગ્રીદ્વારા વધુ ઊંડુ સંશોધન કરવા માંડ્યું અને અન્તે મારી અત્યલ્પ સમજણ મુજબ યન્ત્રને એક નિશ્ચિત સ્વરૂપ આપ્યું [જેના ફલસ્વરૂપે આ સાથેનો (ટેસ્ટ પૂરતો) સ્કેચ તૈયાર થયો ] પણ તે બરાબર છે કે નહિ? તેનો નિર્ણય અન્ય અનુભવી વિદ્વાનો આપે તો જ પૂર્ણ ખાત્રી થાય. એ આશયથી મેં વ્યાપક રીતે અનુભવીઓનો સંપર્ક સાધવાનો પ્રયત્ન સેવ્યો છે

અને એ વાત તો જાણીતી જ છે કે દરેકનો ક્ષયોપશમ ભિન્ન હોય છે.

*આવી અશુદ્ધિઓ, અશાસ્ત્રીયપણું અને અરાજકતાપણું અન્ય અનુષ્ઠાનો યન્ત્રો, પટો, મંત્રાક્ષરો, સ્તોત્રપાઠો, વિધિ-વિધાનો વગેરેમાં જોવા મળ્યું છે, એ બધું શુદ્ધિકરણ માગે છે. અનુભવી વિદ્વાનો આવું કાર્ય ઉપાડી લે તો આરાધના ને અનુષ્ઠાનોની શુદ્ધિ થાય. અને જૈન સાહિત્યની એક શાખાનું ધીમે ધીમે પણ સુંદર સંશોધન થઈ જાય. અને પછી વ્યવસ્થિત રીતે, પદ્ધતિસર છપાવાય, તો તે અતીવ ઉપયોગી અને

તે કારણે એક જ લખાણ ઉપરથી સંશોધકો સંશોધન કરે, તો પણ તેમના અભિપ્રાયોમા ભિન્નતા આવવાનો સંભવ રહે છે અને તદનુંસારે બહાર પડતા મુદ્રિત યન્ત્રોમાં અશુદ્ધિઓ રહી જાય અને સમય-શક્તિ અને અર્થનો કરેલો વ્યય પણ કાર્યસાધક ન બને એ દેખીતું છે

એમ સમજી મતાનૈક્ય મીટાવવા પરસ્પર ચર્ચા કે વિચાર-વિનિમય કરવામાં આવે અને પછી જ યન્ત્ર તૈયાર કરી આરાધકોને સમર્પિત થાય તો જૈનસંઘમાં શુદ્ધ યન્ત્રનુ આરાધન થયા કરે

પ્રત્યક્ષ રીતે તો વિચાર-પરામર્શ કરવાનું હાલ અશક્ય હોઇ મેં એક વિસ્તૃત પ્રશ્નાવલી અને યન્ત્રનો કાચો સ્કેચ દોરવાનું મુનાસિબ ધાર્યું, અને મારી માન્યતા મુજબ યન્ત્રને ચોક્કસ આકાર આપ્યો. આમ છતાય કેટલીક બાબતો વધુ સ્પષ્ટતા માગતી હોઈ અને કરેલા નિર્ણયો યોગ્ય છે કે કેમ ? તે માટે આ વિષયમાં રસ ધરાવનાર મહાનુભાવોને એક પ્રશ્નાવલી મોકલવાનુ નક્કી કર્યું; ઊભા થયેલા પ્રશ્નની આ રીતે જ આપણે સંપૂર્ણ છણાવટ કરી શકીશુ એ હેતુથી

આ એક જ સદાશયથી આ પ્રશ્નાવલિ આપની સમક્ષ રજૂ કરી છે આપ જરૂર વાચશો, મનનપૂર્વક વિચારશો ને જે કઈ કથયિતવ્ય હોય તે વિના સંકોચે જરૂર મને જણાવશો, જેથી અસદંશનં નિવારણ થશે અને સદંશને પુષ્ટિ મળશે.

અને વર્તમાનમા ઉપલબ્ધ સાધનો અને બુદ્ધિદ્વારા મહાયન્ત્રનુ એક સર્વમાન્ય નિશ્ચિત ધોરણ નક્કી થઈ જશે અને તેને આપણે સર્વગ્રાહ્ય બનાવી શકીશુ.

**ઉપરની બધી હકીકત વાંચી લીધી. હવે આપને અનુરોધ કરવાનો કે-આપ થોડોક સમય અવશ્ય ફાજલ પાડી, પૂછેલા પ્રશ્નોના જવાબો આપવામાં પ્રયત્નશીલ થશો**

તા. ક -કોઇ કારણસર જ્ઞાનપંચમી સુધીમા જવાબો ન આપી શકો તો કાર્તિકી પૂનમ સુધીમાં અવશ્ય મોકલાવશો.

त्रिजयविजयचक्रं सिद्धचक्रं नमामि ॥

श्री सिद्धचक्रयन्त्रालेखन अंगेनी

# પ્રશ્નાવલી

પ્રશ્નકાર :– પૂ૦ આ. શ્રીમદ્ વિજય ધર્મસૂરીશ્વર શિષ્ય

**મુનિ યશોવિજય**

સં ૨૦૦૯ આશો સુદિ બીજ, ધાંગધ્રા.

પ્રશ્ન :– ૧ 'ઽ' એવુ ચિહ્ન अर्ह બીજના अ ના સ્થાનમાં મૂકાય છે, તેનુ શું કારણ ? અને એ ચિહ્ન કલિકા એવી સંજ્ઞાથી ઓળખાવાય છે તો તે સંજ્ઞા અંગેનો ઉલ્લેખ અન્યત્ર કોઈ સ્થળે છે ? અને આવુ ચિહ્ન મૂકવાનુ મહત્વ શું છે. ?

૨ ઉર્ધ્વ, અને અધો બે જગ્યાએ રેફ જોડીને अर्ह આવુ લખવાનું વિધાન બીજા કોઈ યંત્રાદિકમાં છે ખરૂં ? જો નથી તો આ યંત્રમાં તેવો દ્વિરેફનો પ્રયોગ કરવાનુ રહસ્ય શું ?

૩ પ. શ્રી ધુરંધર વિજયજી સંશોધિત યંત્રનાં નવપદોના ખાનામાં, નવપદના નામોના અંતમાં સ્વાહા ને બદલે નમ. પદ મૂકવામાં આવ્યું છે. એ માટે શ્રી શ્રીમદ્ મેરૂતુંગસૂરિ વિરચિત સૂરિ મન્ત્રકલ્પ વગેરેમાં 'નમોઽર્ચનકાલે હોમે સ્વાહા.' અર્ચનકાલમા નમઃ અને હોમ વખતે સ્વાહા પદ જોડવુ, એમ આવે છે. તેવા ઉલ્લેખોના આધારે આલેખન અને સ્થાપન નમ પદથી કરવુ એ દલીલ કદાચ તેમની હશે. પણ આ નિયમ બધે લાગુ પડે જ છે. તેવુ મન્ત્રાદિક અનુષ્ઠાનોમાં જોવા મળતુ નથી. વળી મન્ત્રશાસ્ત્રના ઘણાં નિયમો એવા છે કે, જેમાં જુદા જુદા ગ્રન્થકારો એક બીજાથી જુદા પડે છે. બીજી વાત એ કે,

ઉપરોક્ત નિયમ આ યન્ત્રમાં તો લાગુ પાડી શકાય તેમ પણ નથી તે વાત 'સિરિવાલકહા' નુ કથન જ સ્પષ્ટ કહી નાંખે છે. તે તો લેખનવિધિ સ્વાહા શબ્દ જોડીને જ કરવાનું ખાસ ફરમાન કરે છે. જૂઓ તેની સાક્ષી 'સપણવમાયાંદ્ધપ-સુવાહતે' તેની અવચૂરિ જૂઓ પ્રણવ ઓઙ્કારો માયા-હ્રીંકારસ્તૌ આદી ચેષાં તે તાન્, તથા સ્વાહાઽન્તે ચેષાં તે તાન્, લિખનવિધિઃ-યથા ૐ હ્રીં સિદ્ધેભ્યઃ સ્વાહા પૂર્વસ્યાં........અનેન ક્રમેણ લિખેત્' ઉપગ્ના આધારથી અતિ સ્પષ્ટ સમજાય છે કે, ગ્રન્થકાર લિખનવિધિ સ્વાહા શબ્દ જોડીને જ કરવાનુ જણાવે છે અને સિદ્ધચક્ર યંત્રમાં કોઇ કોઈ બાબત સ્વતંત્ર રીતે વિશિષ્ટતા ધરાવનારી પણ છે એટલે જ્યાં ગ્રન્થકાર અમુક જાતનો વિશિષ્ટ સ્પષ્ટ આદેશ જ કરતા હોય ત્યાં અન્ય સામાન્ય નિયમો લાગુ પાડી શકાય નહિં. ત્યા તે અનુપયોગી જ ઠરે છે

વળી આજ સુધીનાં જોએલાં તમામ યન્ત્ર આલેખનોમાં સ્વાહા પદ જ જોવા મળ્યુ છે. એક પણ પટ નમઃ શબ્દવાળો હજુ સુધી મને જોવા મળ્યો નથી

ત્રીજી વાત એ કે લેખન, સ્થાપન, કે અર્ચન, એ તો બીજા વલયોમા પણ થાય છે, છતાં ગ્રન્થકારે ત્યાં માટે સ્વાહા લગાડવાનુ સૂચવ્યું નથી. પાછું બીજે તો બધે નમઃ લગાડવાનું તેમણે જ જણાવ્યું છે. એથી નક્કી થાય છે કે આ નવપદમાં વિશિષ્ટ હેતુસર 'સ્વાહા' શબ્દ મૂકાયો છે તેમ ચોક્કસ લાગે છે. વળી રોજના ગણવાનાં સ્તોત્રોમાં સ્વાહા ક્યાં નથી બોલાતુ ? પછી ઉપરોક્ત નિયમ બધે લાગુ કયાં રહ્યો ? છતાં મારૂ ઉપરોક્ત મન્તવ્ય બરાબર ન હોય તો તે પુરાવા સાથે જણાવવુ.

૪ વલય બીજાનાં ખાનાઓમાં નમો અરિહંતાણં પદ આવે છે. તે પદ પટોમા બહુધા ૐ સહિત મૂકેલું જોવાય છે. કોઈ પટમાં ૐ હ્રીં નમો અરિહંતાણં એમ બે મંત્રબીજો પણ જોવા મળ્યાં છે.

પણ કોઈ પટમાં ૐ વિનાનુ પદ પણ જોવા મળ્યું છે સિરિવાલકહાગા તો તે માટે કશી જ સ્પષ્ટતા નથી, પણ અમદાવાદ નિરજન ગ્રન્થમાળા તરફથી બહાર પડેલ સિદ્ધચક્ર–પૂજનવિધિમા આપેલા સિદ્ધચક્ર સ્તોત્રોમાં 'સપ્તાક્ષરો રાજતિ મન્ત્રરાજ ' વળી બીજા સ્થળે 'સપ્તાક્ષરમન્ત્રેષુ મણ્ડયેત્' આ ઉલ્લેખથી મન્ત્રરાજ સાત અક્ષરોનો લેવાનુ સૂચવે છે. પણ તેથી ૐ સહિત કે રહિત તે સ્પષ્ટતા થતી નથી.

જો ૐ મન્ત્રબીજ ગણત્રીમા લેવાનું જ હોય તો પછી 'સપ્તાક્ષર' પણુ જળવાય નહિં પછી તો આઠ અક્ષર થાય. પૂજનવિધિમાં નમો અરિહંતાણં સાત અક્ષરો જ છે.

૫ છાપેલ પૂજનવિધિ પ્રત (પહેલી આવૃત્તિ) પૃષ્ઠ ૪૯ સિદ્ધચક્ર સ્તવનની છાપેલી કડી નવમાં 'સવીજાનાહતપાદુકા' આ પંક્તિનો આપ શુ અર્થ કરો છો?

૬ પ્રથમ વલયમા ફરતા સ્વરોમા અ સ્વરની શરૂઆત કઇ દિશા માથી કરવી? સ્વરો બબેના જોડલે સ્થાપવા કે દરેક સ્વરને સરખા માપે છૂટા છૂટા ગોઠવવા કે ઉપરથી શરૂ કરવા અને જોડલે રાખવા?

૭ પ્રથમ વલયમા ૧૬ સ્વરો મૂલબીજને ફરતા મુકાયા જ છે. તો પછી બીજા વલયમા પુનઃ ૧૬ સ્વરોની (ખાનું રાખી) સ્થાપના કરી તો તે શુ સળગ સૂત્રતા જાળવવા કરી કે બીજુ કંઈ કારણ છે?

૮ બીજા વલયમા કેવળ વર્ગાક્ષરો જ લખવાનુ વિધાન છે. પછી નવા પ્રગટ થયેલા યન્ત્રપટમાં–કવર્ગાય નમઃ કે સ્વાહા એટલું વધારે લખ્યુ છે તે શુ યોગ્ય છે? જો એમ કહેશો કે પૂજનવિધિમાં તે રીતે શબ્દોચ્ચાર આવે છે માટે મૂક્યું છે, તો તો પછી યન્ત્રનાં અનેક પદોમા વધારો કરી શકાય તેમ છે અને તેમ કરવા જતાં કોઈ નિશ્ચિત ધોરણ નહીં જળવાય, વળી યન્ત્રનો મૂલ વિધિ પણ નહીં જળવાય, તો એ અંગે માટે આપનુ મતવ્ય શુ છે?

વળી મારા જોએલા અનેક પ્રાચીન પટોમા કેવળ સ્વરો અને વ્યંજનો જ જોવામાં આવ્યા છે, કવર્ગાય નમઃ કે સ્વાહા એવું જોવામાં (પ્રાયઃ) આવ્યુ નથી, તો પછી બીન જરૂરી પ્રક્ષેપ કરવાની શું જરૂર?

૯. પ્રાચીન કોઈ કોઈ પટમાં નવપદનાં ખાનામાં અરિહંત, સિદ્ધ આદિની મૂર્તિઓ–ચીતરીને, ફરતાં નીચે કે સીધાં, સિદ્ધેભ્યો સ્વાહા એવાં પદો મૂકવામાં આવ્યાં છે. અલબત અવચૂરમાં તેમ કરવા સબંધી કશું સૂચન નથી, તો તેવો વધારો ઈષ્ટ અને યોગ્ય માનો છો ખરા?

૧૦. ત્રીજા વલયમાં અનાહતો ૐકાર સહિત બહુધા જોવાય છે, પરંતુ સિરિવાલકહાની અવચૂરીમાં ૐકાર સહિત આલેખવાનો જરાં પણ નિર્દેશ નથી વળી મારી પાસેના એક, બે, પટોમાં પણ ૐકાર વિનાના જ અનાહતો છે, તો એ બાબતોમાં આપ શું માનો છો?

જો અનાહતો એકલા જ હોવા જોઈએ, એમ નિશ્ચિત લાગતું હોય તો તો પ્રશ્ન નથી, પણ જો અનાહતો ૐકાર કે હ્રીંકાર સહિત જ હોવા જોઇએ, એવી નિશ્ચિત માન્યતા આપની હોય તો તે પુરાવા સાથે જણાવશો. અને તે રીતે જ કરવાં જોઇએ, તેનો કોઈ અકાટય હેતુ હોય તો તે પણ લખશો.

૧૧ સિદ્ધચક્ર યન્ત્રનાં મુખ્ય મધ્યખાનામાં મૂલબીજને દ્વિઃ કુણ્ડલાકારેણ અનાહતેન એ ઉલ્લેખથી બે વલયાકારવડે વેષ્ટન કરવાનું વિધાન છે. તો એ વલયની શરૂઆત કયાંથી કરવી? વલયો કરવાનાં પ્રસંગો બહુધા ૐકાર અને હ્રીંકાર બીજમાં હોય છે

અગાઉ બ્હાર પડેલાં અને છેલ્લાં બે ત્રણ વર્ષમાં બ્હાર પડેલાં મુદ્રિત યંત્ર પટોમાં અહીં ચિતર્યા મુજબ વલયો દોરવામાં આવેલાં છે. પણ જો ૐકારના મથાળાનાં રેફથી જ વલયની આદિ ગણીએ અને દ્વિઃકુણ્ડલાકાર કરીયે તો બીજા વલયનો અંત ૐકારના માથે શરૂ થયેલાં પ્રથમ વલયની લાઈનમાં જ કરવો જોઇએ.

અને જો એ વાત બરાબર હોય તો ઉપર પ્રથમ ચીતરેલા ૐકનાણ વલયો ખોટાં પડે કારણકે તેથી તો બે નહીં પણ અઢી વલય થવા પામે, જો કે મારી અંગત માન્યતા મુજબ તો સિદ્ધચક્રના ત્રીજા વલયમા (અનાહતો) વલયો ૐકાર સહિત કરવાનુ વિધાન દેખાતુ નથી. અલબત્ત ૐકારને માટે તો છે જ. તેમ છતા ૐકાર ને હ્રીં ઓકારર બન્ને બીજોમા વલયની આદિ કયાંથી ગણવી તે નિર્ણય કરવો જરૂરી છે

૧૨. અનાહતોનો આકાર ગોળ, લંબગોળ તેમજ ચતુષ્કોણ ત્રણે રીતે થાય છે. આપ અહીં કયો આકાર પસદ કરો છો ?

૧૩ આઠે અનાહતો દિશા અને વિદિશા સાચવીને જ સ્થાપવા. સમગ્ર વલયનાં સરખા ભાગે પણ મૂકી શકાય ?

૧૪. પ્રાચીન અને અર્વાચીન પટોમાં અનાહતોને જુદા જુદા આકારોમાં સ્થાપિત કરેલાં જોવામાં આવે છે, જેમકે

૧ કમળના પાંદડામા ૨ ગોળાકાર વલયમાં. ૩. ઘુમ્મટ સહિત દેરી જેવાં આકારમાં જો કે સિરિ સિરિવાલ કહાની અવચૂરિમા તે બાબતમાં ભૂમિકા તરીકે કંઈ પણ આલેખવાનુ સૂચવ્યું નથી તો શું કરવુ ?

૧૫ ૫. શ્રી ધુરંધર વિજયજી સશોધિત જૈન સાહિત્ય વર્ધક સભા સૂરત તરફથી ચાલુ સાલમાં બહાર પડેલાં યત્રના લબ્ધિવલયમા ૨૨, મા લબ્ધિવલયમાં "ૐ 'અર્હં ણમો ચારણલદ્ધિણં" અને ૩૩,માં લબ્ધિપદમાં "ૐ હ્રીં અર્હં ણમો વદ્ધમાણ તવાણં" આ પ્રમાણે છાપવામાં આવ્યું છે, પરત આજ સુધીના જોએલાં તમામ યત્રપટો હસ્ત લિખિત–મુદ્રિત પ્રતિઓ તથા શ્વેતાંબર–દિગંબરના અન્ય ગ્રથો, સૂરિમત્ર આમ્નાયો, ઋષિમંડળ કલ્પ, ભક્તામરાદિ સ્તોત્રો, અન્ય આમ્નાયો, અને લબ્ધિસ્તોત્રની સ્વતત્ર કૃતિઓમાં સર્વત્ર ૐ હ્રીં અર્હં ણમો ચારણાણં આટલું પદ છે પરતુ લદ્ધિ પદ મારા જોવામાં આવ્યુ નથી.

એટલું જ નહી. પણ ૪૮, નામોમાં એક પણ નામને લઈ પદ જોડેલું નથી, તો પછી ચારણ આગળ પણ તે પદ ન જ હોઇ શકે તે સ્વાભાવિક રીતે સમજાય છે. અને અહીં તો જરૂરે નથી.

તેવી જ રીતે "ૐ ह्रीं अर्हं णमो वड्ढमाणाणं" એટલુ જ પદ જોવામાં આવ્યુ છે પરંતુ "तव" શબ્દનો વધારો બીલકુલ જોવામાં આવ્યો નથી. જો કે, યન્ત્રમા લબ્ધિ પદોમાં 'वड्ढमाण' પદની આજુબાજુનાં અન્ય પદો "तव" શબ્દવાળા હોવાથી "वड्ढ माण" ના આગળ तव શબ્દ વધારવાની લાલચ કે ભ્રમ થઇ આવે તે બનવા જોગ છે. પરંતુ અનેક પુસ્તકો અને પટોમા જ્યારે તે વધારો જોવા ન જ મળતો હોય તો પછી કોઈ પણ આધાર વિના નવો સુધારો કેમ જ કરી શકાય ?

વળી જૈન મન્ત્રશાસ્ત્રનાં મહાન્ ગ્રન્થ વિદ્યાનુશાસનના સંગ્રહ કારે તો "वड्ढमाणाणं" અને "चारणाण" પદો જણાવીને તેની સુંદર વ્યુત્પત્તિ પણ કરી બતાવી છે એથી લાગે છે કે, લદ્ધી અને तव શબ્દનો વધારો એ ગેરવ્યાજબી છે. છતાં આપ શુ માનો છો ? ને જે માનો તે સપ્રમાણ જણાવશો

૧૬. નેમિ અમૃત-ખાન્તિ-નિરંજન ગ્રંથમાળા તરફથી સં. ૨૦૦૮ માં બહાર પડેલા, યન્ત્રમાં લબ્ધિપદોને પણ અષ્ટદલ કમળ બનાવીને તેની અંદર લખવામાં આવ્યા છે. અને બન્ને કમળનાં આંતરાઓમાં અનાહત-સહિત ૐકાર સ્થાપિત કર્યા છે. પરંતુ અવચૂરિમાં અષ્ટદલ કરવાનુ અને આંતરાઓમા અનાહત મૂકવાનુ જણાવ્યું જ નથી, તો તે માટે આપનો શું અભિપ્રાય છે ?

૧૭. યક્ષ યક્ષિણુનાં નામો આગળ ओं श्री મૂકવુ કે ओं ह्रीं મૂકવુ ? કે પછી ॐ ह्रीं श्री કે (ॐ ह्रीं श्री) ત્રણે મૂકવા ? કે એકલો ओं મૂકવો ? અવચૂરિમાં આ અંગે કશુ જ કહ્યુ નથી. પણ પૂજન-વિધિમા ओं ह्रीं સહિત નામો લખ્યાં છે. તો શુ માન્ય કરવું ?

૬૮ પાદુકાવલયમાં સિરિવાલકહામા શ્લોક ૨૦૨ માં આચાર્યના નામ સૂચક 'ગણી' શબ્દ અને પાઠકના નામ સૂચક "ગુરુ" શબ્દ મૂળમાં વાપર્યો છે. તેની અવચૂરિમાં ગણી નો પર્યાય શબ્દ બતાવતા સ્પષ્ટ રીતે 'આચાર્ય' શબ્દ જ વાપર્યો છે અને 'ગુરુ' ના પર્યાય તરીકે 'પાઠક' શબ્દનો જ ઉપયોગ કર્યો છે આથી 'આચાર્યપાદુકાભ્યો નમઃ' લખાય છે તે બરાબર છે અને મે જોયેલા પ્રાયઃ તમામ પટોમાં એજ પ્રમાણે છે ફક્ત પ શ્રી ધુરધર વિજયજીવાળા યત્રમાં આચાર્ય શબ્દની જગ્યાએ ગણધર શબ્દ મૂકાયો છે. અને તે પૂજનવિધિના આધારે, મૂકયો લાગે છે અલબત્ત અર્થની દૃષ્ટિથી ભલે એક હોય, પરતુ આવા યન્ત્રાદિકમાં, અને વળી અવચૂરિકાર પોતે જ્યારે ઉપર મુજબ લખવાનું સૂચવે ત્યારે તેજ લખવુ વધુ યોગ્ય છે

વળી પંચ પરમેષ્ઠિમા ત્રીજા પદ તરીકે આચાર્ય શબ્દની જ પ્રસિદ્ધિ છે, નહીં કે ગણધરની, તેથી એ દૃષ્ટિએ પણ આચાર્ય પદ યોગ્ય લાગે છે છતાં આપ શુ માનો છો? હવે ચતુર્થપાદુકા માટે મૂલમાં "ગુરુ' શબ્દ છે અને તેનાં વિવરણમા ગુરુ નો પાઠક અર્થ કર્યો છે

જેમ ત્રીજી પાદુકામાં "ગણિ" નો અર્થ આચાર્ય કર્યો, અને પટોમાં આચાર્યપાદુકાભ્યો નમ લખવામાં આવ્યું. તે જ પ્રમાણે અહીં અવચૂરિકાર ગુરુનો અર્થ પાઠક કરે છે, તો પછી તેમના કથનાનુસાર **પાઠકપાદુકાભ્યો નમ** આવુ શા માટે ન રાખવું? અથવા પાઠકને બદલે ઉપાધ્યાયેભ્યો નમઃ રાખવા તરફ પણ વિચાર જરૂર કરી શકાય, કારણ કે વડોદરાના એક યન્ત્રમા "ઉપાધ્યાય" શબ્દ મૂકેલો પણ છે આથી અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને બાકીનાં ચાર પાદુકા નામો સાધુપદનાં સ્થાને ગણવાથી પંચ પરમેષ્ઠી સ્પષ્ટ રીતે ક્રમસર આવે છે

વળી એક ઠેકાણે જ્યારે 'ગણી'થી પર્યાયનુ ગ્રહણ કરાય, અને બીજે ઠેકાણે પર્યાય બતાવેલો હોવા છતા છોડી દેવાય એવ શા માટે?

અલબત્ત લગભગ તમામ પટોમાં "ગુરુ" એટલે શ્રી ગુરુપાદુકાભ્યો નમઃ જ વપરાયું છે, અર્થાત્ મૂલ શબ્દ હતો તે જ રખાયો છે, અને તે વાત બરાબર છે. એક રીતે પંચ પરમેષ્ઠી નામોની જ પ્રસિદ્ધિ છે. તે જોતાં અર્હંન્-સિદ્ધ, આચાર્ય, પાઠક, જેવા જાણીતા શબ્દો રહે તો તે વધુ યોગ્ય છે એમ નથી લાગતુ ?

બીજું ગુરુ શબ્દનો ઉપયોગ ત્યાર પછીની પાદુકામાં પણ વપરાયો જ છે, એથી અહીંઆ ગુરુ ન રાખતાં પાઠક રખાય, તો વધુ ઉચિત ખરૂ કે કેમ ?

બીજુ નાપીનો અર્થ ગણધર પણ જરૂર થાય છે. પરંતુ અવચૂરિકારે તો ગણધર એવું નામ જયારે જણાવ્યુ જ નથી, તો પછી નવા મુદ્રિત પટમાં ગણધર શબ્દનો પ્રયોગ કરાયો છે તો તે શા આધારે ? કદાચ કહો કે પૂજન વિધિમાં ગણધર શબ્દનું ગ્રહણ કર્યું છે માટે

પરંતુ અગાઉ કહ્યુ તેમ ખ્યાલમાં રાખવુ ઘટે કે આપણે સિરિ-સિરિવાલ, કહાને અનુસરીને નિર્ણયો કરી રહ્યા છીએ.

૧૯ સિરિવાલના "ગુરુપાદન્યાસાન્ યૂયં નમત" એ ઉલ્લેખથી પાદુકા વલયમા પાદુકાઓ ચીતરાવી પાદુકાનામો લખવાં કે માત્ર પાદુકાઓનાં નામો જ લખવાં ? પ્રાચીન યન્ત્ર પટોમાં મોટે ભાગે તો ફક્ત નામો જ જોવાં મલ્યાં છે જ્યારે કેટલાકમાં પાદુકાઓ પણ ચીતરેલી હતી તો આપનો મત જણાવશો.

૨૦. જયાદિ દેવીના વલયમાં વિદિશાની ચાર દેવીઓમાં છેલ્લી દેવીનુ નામ સિરિવાલમાં "અન્ધા" જણાવ્યુ છે. જુદા જુદા યન્ત્ર-પટોમાં 'વન્ધ્યા' અને અન્ધા વિશેષે જોવામાં આવે છે, એ બન્નેમાં પણ "અન્ધા"નુ નામ જુદી જુદી પ્રતિઓ અને યન્ત્રપટોમાં વધુ પ્રમાણમાં જોવા મલ્યુ છે. તો આપ કયું નામ વધુ પસંદ કરો છો ? તે તેના હેતુ સાથે જણાવશો.

૨૧. પં. શ્રી ધુરંધરવિજયજી સંશોધિત મુદ્રિત સિદ્ધચક્રયંત્રમાં જયાદિ દેવી પછીના અધિષ્ઠાયક વલયમા દેવો અને દેવીઓના જે નામો મૂકવામાં આવ્યાં છે તે નામોનો સિરિવાલકહાનાં મૂલપાઠની અંદર (ચક્રેશ્વરી સિવાય) કશો ઉલ્લેખ નથી. તેમને તે નામો અમદાવાદમાંથી મળેલ સિદ્ધચક્ર યન્ત્રોદ્ધાર પૂજનવિધિમાં તે બધાય દેવોનુ પૂજનવિધાન આપેલુ હોવાથી તેના આધારે તે નામો ગોઠવવામાં આવ્યાં છે. એટલે મુનિજીએ અધિષ્ઠાયકનુ જે વલય ગોઠવ્યુ છે તે આધાર હોવાથી, પ્રસ્તુત પ્રતિની દૃષ્ટિએ તો જાણે બરાબર છે

હવે અહીં વિચાર એ કરવાનો છે કે અત્યારે યંત્રનાં મૂલ આધારભૂત તરીકે પ્રામાણિક ગણાતી સિરિવાલકહામાં તે નામોનો બીલકુલ ઉલ્લેખ નથી, તો પછી પૂજનવિધાનનાં કર્તાએ તે કયા આધારે મૂક્યાં હશે? શું તેઓશ્રીએ જૈનધર્મ ગત અનુષ્ઠાનોમાં પ્રચલિત દેવ-દેવીઓને સમાવી લેવાનાં હેતુથી સંગૃહિત કર્યા હશે? આ એક સવાલ.

બીજી વાત એ કે સિરિવાલકહાના અવચૂરિકાર તો 'આસન્ન સેવયાણં દેવીણ વારસય ચયંગાઇ' [મૂલે] અવચૂરિ – આસન્ન સેવકોનાં નિકટસેવાકારિકાણાં દ્વાદશદેવીનાં દ્વાદશ ચ વયક્રનિ ફલવિશેષાન્ સ્થાપયતિ, ચતુર્ણાધિષ્ઠાયકસ્ય દ્વાદશદેવીનાં નામાનિ ન જ્ઞાયન્તે, તથાવિધસંપ્રદાયાભાવાત્' [મુદ્રિત પ્રતિ પૃષ્ઠ ૧૨૫, શ્લોક ૧૧૯૮] આ પ્રમાણે કરેલા ઉલ્લેખથી મારી દ્રષ્ટિએ ચાર વાતો સ્પષ્ટ થાય છે.

૧. પ્રથમ એ કે, સંપ્રદાય વિચ્છેદ થવાથી અધિષ્ઠાયક દેવોનાં નામો તે કાલે ઉપલબ્ધ ન હતાં,

૨. આસન્ન સેવકોની સંખ્યા બારની જ હતી.

૩. ત્રીજી વાત એ કે, તે બારે દેવીઓ જ હતી.

૪ ચોથી વાત ખાસ સમજવાની એ કે, સિરિવાલકહામાં અધિષ્ઠાયકોની સંખ્યા ફક્ત ચારની જ કહી છે. તેમાં વિમલેશ્વર, ચક્રેશ્વરી,

અને ક્ષેત્રપાલ, ત્રણનો ઉલ્લેખ તો ગ્રંથકારે કર્યો છે. પણ ચોથા અધિષ્ઠાયકનાં નામને અંગે તેઓએ સાફ જણાવ્યું છે કે,– તેનો સંપ્રદાય વિચ્છેદ થવાથી તેમનું નામ અમે જાણતાં નથી, અર્થાત્ અપ્રસિદ્ધ છે આથી અધિષ્ઠાયકો ચાર અને બાકીની બાર દેવીઓ તે આસન્નસેવિકાઓ તરીકે સમજવાની છે

પરિસ્થિતિ આ પ્રમાણે હોવાથી પ્રશ્ન એ થાય છે કે, સિદ્ધચક્રના પૂજનવિધિકારે જે નામો બતાવ્યાં છે તે નામો પાછળ તેમને કયો આધાર મળ્યો હશે ? વળી સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો ૧૨+૪ મળીને ૧૬ની મૂલભૂત સંખ્યા તેની મર્યાદા પણ સચવાતી નથી.

વળી બિકાનેરની હસ્તપ્રતિઓમાં અધિષ્ઠાયકો તરીકે વિમલેશ્વર, ગોમુખયક્ષ, માણિભદ્ર, ક્ષેત્રપાલ, અંબિકા, પદ્માવતી, સિદ્ધાયિકા, ચક્રેશ્વરી, આમ આઠ જ નામો જણાવ્યાં છે. આ જોતાં જણાય છે કે, તે તે પૂજનવિધિકારો પોતાની કલ્પનાથી અધિષ્ઠાયકો નક્કી કરે છે એથી અસલથી એક જ પરંપરા જળવાઈ છે એમ તો નથી. તો ઉપરોક્ત બાબતમાં આપનો નિર્ણય શુ છે ?

૨૨. અવચૂરિકારે [મુદ્રિત સિરિવાલકહા, પૃ૦ ૧૨૫ નાં અંતમા] પ્રથમ 'શ્રીવિમલસ્વામિને નમઃ' લખવાનું કહ્યુ છે; જ્યારે પૂજનવિધિકારે 'વિમલવાહનાય નમઃ' સૂચવ્યું છે

ચાલુ પ્રસિદ્ધિ વિમલેશ્વરની પણ છે. તો તેની અર્થસંગતિ સહ વિચાર કરી કયુ નામ વ્યાજબી છે ? તે જણાવવુ. અથવા શુ વિમલેશ્વર અને વિમલવાહન બને દેવોને જુદા જુદા માનો છો કે કેમ ?

૨૩. અવચૂરિ પૃષ્ઠ ૨૫ માં અમૃતમણ્ડલં તદ્વત્ તો અમૃતમણ્ડલ તેનો અને તે જ લખાણમાં આગળ અન્યોન્યગ્રથિતપ્રાન્તરેખાદ્વિકેન એમાં ગ્રથિતનો શુ અર્થ કરવો ? અન્યોન્ય ગ્રથિત કેવી રીતે કરવી ? તે પેન્સીલથી આલેખી શકો તો આલેખી મોકલશો.

૨૪. અવચૂરિ (પૃષ્ઠ ૨૬) માં ક્ષેત્રપાલની સ્થાપના માટે નિજદક્ષિણનાગકોણે" લખ્યું છે, તો નિજ શબ્દથી પટની પોતાની

જમણી બાજુ લેવી કે દર્શકની જમણી બાજુ ?

કોઇ કોઈ પટમાં જમણી બાજુએ પણ ક્ષેત્રપાલ ચીતરેલા જોવા મળ્યા છે.

બીજુ ક્ષેત્રપાલાદિ અધિષ્ઠાયકોને મંડલ બહાર ચારે ખૂણે અને વળી દેરીઓ બનાવીને સ્થાપવાનુ અવચૂરિમા તો કશુ લખ્યુ નથી અવચૂરિના આધારે તો અધિષ્ઠાયક વલયમાં જ ક્ષેત્રપાલ સહિત ચાર મૂલ અધિષ્ઠાયકોને સ્થાપન કરવાનુ જણાવ્યુ છે. તો આપ શુ નક્કી કરો છો ? તે હેતુસર જણાવશો.

૨૫ અધિષ્ઠાયક દેવોનાં નામો કલશાકાર ઉપર વલય દોરીને [જયાદિવલય પછી] લખવાનાં છે, તો પછી ચારે ખૂણે ચાર દેરીઓ બનાવવાની શુ જરૂર ? [ ભાવોત્પાદકાદિ કારણે કરાય તે જૂદી વાત છે]

૨૬ "કુરુકુલ્લા" દેવી કોણ છે ? સૂરિમંત્ર સિવાય તેનો ઉલ્લેખ બીજા કોઈ જૈન વિધાનમાં કયા કયાં છે ? એનુ શું મહત્ત્વ અને કાર્ય છે ?

૨૭ અવચૂરિકાર 'આસન્નસેવિકા' નુ પૂજન વચક્નાનિ ફલવિશેષાન્ એક જાતના ફલો દ્વારા કરવાનુ કહે છે, તો વચક્ન શબ્દથી કયા ફળો સમજવાં ?

૨૮ અનાહતને યોગશાસ્ત્ર વગેરેમાં અનાહતદેવ તરીકે અને અન્ય સ્થળે વિદ્યા તરીકે, અને પદ તરીકે પણ ઓળખાવેલ છે. તો અનાહત એ શું છે? અનાહતનુ મહત્ત્વ શુ છે ? સિદ્ધચક્ર યંત્રમાં અનાહતને રેખાઓ વડે બતાવાય છે તો તેનુ રહસ્ય શું છે ? અનાહતનાં ઉલ્લેખો આપે કયાં કયાં જોયાં છે ?

૨૯ સિદ્ધચક્ર પૂજનવિધિ મુદ્રિત પ્રતિ પૃષ્ઠ ૪૯ સંસ્કૃત સ્તવનમાં

પ્રર્ણોમિ દ્વિતીયવલયે, શ્રીગણધરસેવિતં પ્રમુત્વકરમ્ ।
પઞ્ચવિધં સ્વાચારં સમ્યગ્જ્ઞાનાય નમ આદ્યમ્ ॥
ષોડશવિદ્યાદેવીસ્તૃતીયવલયે સ્મરામિ વર્ણમિષાત્ ।
દૂષમ વહિરષ્ટદલ, દલાન્તરેષ્વષ્ટવર્ગાંશ્ચ ॥

ઉપરનાં શ્લોકનો અર્થ આપ જણાવો, આમાં વલયોનો ક્રમ જુદી રીતે જણાવ્યો છે, આ એક મતાતર છે. આ ક્રમવાળા કરેલાં યન્ત્રો આપે જોયાં છે ખરાં ? જોયાં હોય તો કયાં સ્થળનાં ?

આ સિવાય યન્ત્રાલેખનનાં બીજા મતાંતરો છે ખરા ? વળી અષ્ટવર્ણાઃ કે અષ્ટવર્ગાઃ એમાંથી કયો શબ્દ જોઇએ ?

૩૦. યત્રનાં મંત્રબીજો, પદો કઈ લિપિમાં લખવાં ?

૩૧. યત્રનાં વલયોનાં પદોને આપણી સન્મુખ રાખવાં કે યત્રના પ્રથમ વલય સન્મુખ લખવાં ?

યંત્રની બને બાજુએ ખેસના જેવા છેડાઓ ચિતરવામાં આવે છે એ શું છે ? અને એ કરવાનું પ્રયોજન શું છે ?

તેવી જ રીતે યત્રનાં ઉપરનાં ભાગે યંત્ર બહાર બંને બાજુએ આંખો ચીતરવામાં આવે છે, તો તેનું રહસ્ય શું છે ? અર્થાત્ બને વસ્તુઓ મૂકવા પાછળ શો ભાવ રહેલો છે ? સિરિવાલકહાનાં અવચૂરિકારે તો ખેસ કે આંખો કરવાનું મુદ્દલ જણાવ્યું નથી, તો આપણે શા માટે કરવા જોઇએ ?

પ્રાચીન કાળનાં ચિત્રોમાં અષ્ટમગળ વગેરેનાં આલેખનમાં જ્યાં કળશાકાર બતાવવામાં આવ્યો હોય છે, ત્યાં કેટલાકમાં આંખો ને ખેસ જોવામાં નથી આવ્યા, કોઈમાં કેવળ ખેસ હોય છે, જ્યારે આંખો નથી હોતી; કોઈમાં તેથી વિપરીતપણું પણ હોય છે. કોઇમાં એમાંથી એકે નથી હોતું. સિદ્ધચક્રનો એક યંત્ર પણ આંખ અને ખેસ વિનાનો દોરેલો જોવા મળ્યો છે. અલબત્ત મોટાભાગનાં કળશો આંખો ને ખેસવાળા મળે છે, તો આપ શું નિર્ણય આપો છો ?

આંખો ને ખેસ કરવાની પ્રથા કેટલી પુરાણી છે ? તેનું સહુથી જૂનું ચિત્રાલેખન કે શિલાલેખન કયાં જોયું છે ?

૩૩. નવપદનાં કયા કયા વલયની ભૂમિકામાં કેવા રંગો આપ પસંદ કરો છો ?

૩૪ યત્રની ચારે બાજુ કોઇ કોઈ પટમાં ક્ષિ અથવા લ 'બીજ' પણ સાનુસ્વાર કે તે વિનાનાં પણ લખેલા જોવામાં આવ્યા છે. વળી સિદ્ધચક્રનાં સ્તવન–સ્તોત્રોમાં ઉપર નીચે લનુ આલેખન કરવાનુ પણ સૂચવે છે. જો કે સિરિવાલ-કહામાં તે સબધી કશો જ ઉલ્લેખ નથી; તો પછી તે મૂકવા કે કેમ ? અને તે કેવી રીતે ?

૩૫. યન્ત્રોદ્ધાર અને સિરિવાલકહા એ બનેમાં કઈ રચના પ્રાચીન છે ? તે પુરાવા સહિત જણાવવું.

ઠિ જૈન ઉપાશ્રય, મુનિ યશોવિજય
મુ૦ ધાંગધ્રા (સૌરાષ્ટ્ર)

## અહીં પ્રશ્નાવલી પૂરી થઇ.

જયન્તુ જિનવરાઃ ।

## મોકલાવેલ યન્ત્ર [સ્કેચ] ચિત્ર અંગેની સૂચનાઓ

**સૂચના–આ સાથે મોકલાવેલો કામચલાઉ શ્રી સિદ્ધચક્રયન્ત્ર સ્કેચ તપાસવા અગાઉ નીચેની સૂચનાઓ વાંચી લેશો.**

સૂચનકાર **પૂ. આ. શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી શિષ્ય મુનિ યશોવિજય**

[આસો શુદિ ૨, સ. ૨૦૦૯] ઠે૦ જૈન ઉપાશ્રય, મુ૦ ધ્રાંગધ્રા (સૌરાષ્ટ્ર)

૧ આ સાથે મોકલાવેલ યત્રનો કાચો સ્કેચ સિરિસિરિવાલકહાના આધારે દોરવામાં આવેલો છે કારણ કે આજે આ સહુથી પ્રાચીન ઉલ્લેખ મનાય છે. તે સિવાય યન્ત્રોદ્ધારની બીજી કોઈ પ્રાચીન વિશ્વસનીય પ્રતિ હજુ મારા જોવામાં આવી નથી.

૨–મોકલાવેલા યન્ત્રમાં મુખ્ય ધ્યાન કલશાકાર તરફ આપવાનું છે. મેં આ આકાર નક્કી કરતાં પહેલાં જુદા જુદા સ્થળનાં વસ્ત્રપટો. તામ્રપટો, અને કાગળનાં પટો તપાસ્યાં હતાં અને તે સાથે જ મુખ્યતાએ મારી સમક્ષ સિરિસિરિવાલકહાનુ લખાણ પણ હાજર

હતું જ તેમા 'રેહાદુગકચકલસાગારા' .... તેની અવચૂરિમાં રેખાદ્વિકેન યન્ત્રોર્ધ્વભાગાદ્ વામદક્ષિણનિર્ગતાન્યોઽન્યગ્રથિત-પ્રાન્તરેખાદ્વિકેન કૃત યત્ કલશાકારં અમૃતમણ્ડલ તદ્-વત્ રાજત, કલશાકાર લિખેદિત્યર્થ. ' આ લખાણના આધારે જયાદિના વલયને ફરતી રેખા આપવા દ્વારા કલશાકાર બતાવ્યો છે એમા નીચેના ભાગનો આકાર એ રીતે બતાવવામાં આવ્યો છે જે સ્કેચમાં દેખાય છે તેનુ કારણ એ છે કે—ઉપર આપેલી પંક્તિમાં "અન્યોન્યગ્રથિતપ્રાન્તરેખાદ્વિકેન" જે પદ છે, તેમાં 'ગ્રથિત" શબ્દનો અર્થ "ગૂથેલ" એવો કરીએ તો વિગ્રહના આધારે તેનો સંપૂર્ણ અર્થ "અન્યોન્ય ગૂંથાએલા અન્તભાગના રેખાદ્વિકવડે કરેલો કલશાકાર" એવો થાય. આ ઉલ્લેખથી નીચેના ભાગે બન્ને રેખાઓને એક બીજા ઉપરથી પસાર કરીને પીઠિકાનો ભાગ આલેખવાનો છે. અને પ્રસ્તુત પંક્તિમાં "પ્રાન્ત" એ શબ્દથી ફક્ત નીચેના ભાગે જ રેખાઓ ગ્રથિત કરવાની છે, પરંતુ ઉપરના ભાગે પણ ગ્રથિત કરવાની હોય તેવું સૂચિત થતુ નથી અને જો ઉપર ગ્રથિત ન કરીએ તો જ "કંઠણિહિં" સિરિવાલકહા ગાથા ૨૦, નો આ ઉલ્લેખ ચરિતાર્થ થાય છે એટલે કે કણ્ઠમા નવનિધિને સ્થાપન કરવા. આ માટે કણ્ઠસ્થાન સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે. અને કણ્ઠમા નાખેલા હારની માફક નવનિધિ સુંદર રીતે બંધબેસતા થઈ જાય છે. અને એથી જ લાગે છે કે ગ્રંથકારનો આશય સંપૂર્ણરીતે સચવાય છે.

વળી મોકલાવેલા યત્રમાં નીચેના ભાગમાં ટપકા ટપકાવાળી જે ડોટર લાઈન મૂકી છે તે "ગ્રથિત" ના સીધા અર્થને બરાબર ન્યાય આપતી હોય તેમ ચોક્કસ લાગે છે. અને એ જ કારણે ડોટર લાઇનવાળા આકારને હુ પ્રથમ પસંદગી આપુ છુ.

હવે બીજો આકાર "ગ્રથિત" વિનાનો–ડોટરલાઈન વિનાનો બતાવેલો છે, પણ તે ત્યારે જ વ્યાજબી ઠરી શકે કે–ગ્રથિતનો અર્થ 'સંમિલિત અથવા જોડાયેલી એટલે કે બે છેડાથી મળી ગયેલી' એવો કરીએ, પણ તેવો અર્થ ઘટાવવો યોગ્ય છે ખરો? પુખ્ત વિચાર કરી આપનો અભિપ્રાય જણાવશો.

૩–૫. શ્રી ધુરંધરવિજયજી–સંશોધિત યંત્રમાં કલશાકારની લાઇન દોર્યા પછી જયાદિ વલયોની સ્થાપના કરવામાં આવી છે, પરંતુ "રેહાકુંભ" એ ગાથાના અર્થ તરફ જોતાં તે બરાબર લાગતી નથી, કારણ કે ગ્રંથકારે કલશાકાર કેવો આલેખવો? અથવા તેનું કેવી રીતે સ્મરણ કરવું? એ માટે ત્યાં જણાવ્યું છે કે "જયાદિ દેવીઓવડે સેવા કરાયેલા એવા કલશાકારને" એટલે જયાદિ દેવીઓની સ્થાપના કર્યા પછી જ કલશાકાર કરવા માટેની રેખાઓ બેચવી જોઈએ.

વળી એ રીતે કરીએ તો જ જયાદિ દેવી બરાબર પૂર્વ દિશામાં સુંદર રીતે સ્થાપી શકાય છે અને બાકીની દેવીઓ પણ યથાકથિત સ્થાને સ્વાભાવિક રીતે જ ગોઠવી શકાય છે અને તેથી ગ્રંથકારનો મૂલ આશય પણ સંપૂર્ણ રીતે પાર પડે છે આ બીના પણ ઉપરની માન્યતાને પુષ્ટિ આપે છે. અને તેથી નવનિધિ તથા જયાદિ દેવી એ બન્નેના સ્થાનો બરાબર મળી જાય છે જો એ રીતે ન કરીએ તો જયાદિ દેવીઓનું દિશાસ્થાન કોઈપણ હિસાબે જળવાય નહિ, અને જો ન જળવાય તો તે યંત્રની રચનાને શાસ્ત્રોક્ત કેવી રીતે કહી શકાય?

૪–જયાદિ દેવીના વલય પછીના અધિષ્ઠાયક દેવના વલય સંબંધમાં સંપૂર્ણ નિર્ણય ઉપર નથી આવી શકાયું છતાં મારો વધુ પડતો ઝોક અત્યારે કયો છે તેનો ખ્યાલ મોકલાવેલા પટમાં લખેલા નામો ઉપરથી સમજી શકશો. જેની વિશેષ ચર્ચા તો આ સાથેના એકવીશમાં પ્રશ્નમાં કરવામાં આવી છે તે જોઈ લેવી.

૫–આ યંત્રમાં આંખો અને ખેશ ચાલુ રિવાજ પ્રમાણે બતાવ્યાં છે પરંતુ તે રાખવા કે કેમ ? તે આ સાથેના અન્ય પ્રશ્નો વાચી નિર્ણય કરવાનો છે.

સ્કેચમાં માથે જે પોપટો મૂકવામાં આવ્યા છે, તે અત્યારે તો ફક્ત પ્રાચીન પટના અનુકરણરૂપે સુંદરતા ખાતર આલેખ્યા છે. તે રાખવા કે કેમ ?

પાદુકાઓનાં નામો વલયની બે રેખાઓ વચ્ચે બતાવ્યા છે, પરંતુ પાકી નકલમાં તે રેખાઓ રાખવામા નહિ આવે. અત્યારે તો જરા સ્પષ્ટતા માટે લાઈનો બનાવી છે

સાડા ત્રણ વલયનો હ્રીંકાર આખરી ડીઝાયન વખતે થોડો ઊંચો અને સ્પષ્ટ થશે જ.

બીજા વલયમાં સ્વર અને વર્ગને ફરતી અનાહતની રેખાઓ કારીગર ચૂકી ગયેલ હોવાથી સૂચન પૂરતી પાછળથી કરવામાં આવી છે. પાકી નકલમાં તે બરાબર થઇ જશે

૬–મોકલાવેલ યંત્ર ફક્ત મેળવવા પૂરતો જ છે અને જરૂરી બાબતો જ બતાવવામાં આવી છે. આથી વલયોના પ્રમાણની સરખાઇ, અક્ષરોની અશુદ્ધિ, યથાસ્થળે નામની સ્થાપનાનો કિંચિત્ ફેરફાર, એવું જ કાંઇ જોવામાં આવે તે તરફ લક્ષ આપવાનું નથી નવા યંત્રમાં તે બધુ બરાબર ઠીક કરવામાં આવશે જ.

૭–ગ્રહોનાં નામો દેરીનો આકાર બનાવીને મૂકવાં કે સાદા ખાનામાં મૂકવાં ? ગ્રહનાં ચિહ્નો મૂકાવવા ખરાં ?

# શ્રી સિદ્ધચક્ર યન્ત્રાલેખન અંગેની પ્રશ્નાવલી નીચેની વ્યક્તિઓને મોકલવામાં આવી હતી

## પ્રથમ પૂ. સાધુવર્ગની યાદી

( નામોનો ક્રમ પોસ્ટની તારીખને અનુસરીને છે. )

| | | |
|---|---|---|
| ૧ | પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ વિજયોદયસૂરિજી મહારાજ | સાદડી |
| ૨ | *પૂજ્ય આચાર્ય શ્રી વિજય લબ્ધિસૂરિજી | ખંભાત |
| ૩ | *પૂજ્ય આ. શ્રી વિજય પ્રેમસૂરિજી | મુંબઈ |
| ૪ | *પૂ. આ. શ્રી વિજય જંબુસૂરિજી | સુરત |
| ૫ | *પૂ. આ. શ્રી વિજય વલ્લભસૂરિજી | મુંબઈ |
| ૬ | *પૂ. આ. શ્રી વિજય લાવણ્યસૂરિજી | પુનો |
| ૭ | ,, ,, શ્રી વિજય હર્ષસૂરિજી | લખતગઢ |
| ૮ | ,, ,, શ્રી વિજય રામચંદ્રસૂરિજી | કલકત્તા |
| ૯ | ,, ,, શ્રી વિજય પ્રીતિચંદ્રસૂરિજી | સૂરત |
| ૧૦ | ,, ,, શ્રી હેમસાગરસૂરિજી | અમદાવાદ |
| ૧૧ | ,, ,, શ્રી ચંદ્રસાગરસૂરિજી | સૂરત |
| ૧૨ | ,, ,, શ્રી વિજય અમૃતસૂરિજી | જામનગર |
| ૧૩ | ,, ,, શ્રી વિજય કલ્યાણસૂરિજી | પાટણ |
| ૧૪ | ,, ,, શ્રી વિજય હિમાચલસૂરિજી | જામનગર |
| ૧૫ | ,, ,, શ્રી વિજય સિદ્ધિસૂરિજી | અમદાવાદ |
| ૧૬ | ,, ,, શ્રી મનહરસૂરિજી | અમદાવાદ |
| ૧૭ | *પૂ. આ. શ્રી ઇન્દ્રસૂરિજી | દિલ્હી |
| ૧૮ | ,, ,, શ્રી દર્શનસૂરિજી | ખેડા |
| ૧૯ | ,, ,, શ્રી વિજ્ઞાનસૂરિજી | જાવલ |
| ૨૦ | ,, પં. શ્રી ધુરંધરવિજયજી ગણી | મુંબઈ |

* આવુ ચિહ્ન જેને જેને યન્ત્રના કાચા, જરૂરી વિગત દર્શાવેલા રફેય ાકશા મોકલાવેલા તેની યાદી છે

| | | |
|---|---|---|
| ૨૧ | ,, ,, શ્રી દક્ષવિજયજી ગણી | શાંતાકુઝ |
| ૨૨ | ,, ,, શ્રી ભદ્રકરવિજયજી ગણી | મુબઈ |
| ૨૩ | ,, ,, શ્રી કૈલાસસાગરજી ગણી | ઊંઝા |
| ૨૪ | પૂ. પં. શ્રી રામવિજયજી ગણિ | મુંબઈ |
| ૨૫ | ,, ,, શ્રી માનવિજયજી ગણિ | નવસારી |
| ૨૬ | ,, ,, શ્રી કનકવિજયજી | કુંડલા |
| ૨૭ | (ન્યાયતીર્થ) મુનિ ન્યાયવિજયજી | પાટણ |
| ૨૮ | પૂ મુનિશ્રી નિરંજનવિજયજી તથા શ્રી નીતિપ્રભવિજયજી | સાદડી |
| ૨૯ | પૂ. મુનિરાજ શ્રી ચંદ્રપ્રભસાગરજી | સુરેન્દ્રનગર |
| ૩૦ | પૂ. મુનિરાજ શ્રી પુન્યવિજયજી | અમદાવાદ |
| ૩૧ | પૂ મુનિ શ્રી ચંદ્રવિજયજી | માટુંગા |
| ૩૨ | ,, ,, શ્રી જંબૂવિજયજી | અમલનેર |
| ૩૩ | ,, ,, શ્રી ગુલાબવિજયજી | મુંબઈ |
| ૩૪ | ,, ,, શ્રી રમણિકવિજયજી | વડોદરા |
| ૩૫ | ,, ,, શ્રી અભયસાગરજી | મુંબઈ |
| ૩૬ | ,, ,, શ્રી ભદ્રકરવિજયજી (વિદ્યાશાળા) | અમદાવાદ |
| ૩૭ | ,, ,, શ્રી દર્શનવિજયજી | ત્રિપુટી |
| ૩૮ | ,, ,, શ્રી વિદ્યાવિજયજી | શીવપુરી |
| ૩૯ | ,, ,, શ્રી ભુવનવિજયજી | રાજકોટ |
| ૪૦ | પૂ. પં. મુનિશ્રી કલ્યાણવિજયજી ગણિ | |
| ૪૧ | પૂ. આ. શ્રી માણેકસાગરસૂરિજી | |
| ૪૨ | પૂ. ,, કુમુદસૂરિજી | |
| ૪૩ | પૂ. ,, રંગવિમલસૂરિજી | |
| ૪૪ | મુનિશ્રી ચન્દ્રોદયવિજયજી | |

[ સાગર સમુદાય ]

૪૫ મુનિ શ્રી વિશાળવિજયજી

૪૬ મુનિ શ્રી ધર્મસાગરજી

૪૭ મુનિ શ્રી ભાનુવિજયજી મહારાજ
૪૮ મુનિ શ્રી ભાનુવિજયજી મહારાજ ( આ શ્રી પ્રેમસૂરિજીના શિષ્ય)
૪૯ પં મુનિશ્રી રામવિજયજી (આ શ્રી અમૃતસૂરિજીના શિષ્ય)
૫૦ આ. શ્રી વિજય કસ્તુરસૂરિજી મહારાજ
૫૧ ,, , શ્રી ભુવનતિલકસૂરિજી
૫૨ ,, ,, શ્રી લક્ષ્મણસૂરિજી

## યતિઓનાં નામો

૧ વિદ્યાલંકાર પં. યતિ શ્રી હીરાચંદજી કાશી
૨ યતિ શ્રી હેમચંદ્રજી વડોદરા

## સદ્‌ગૃહસ્થોનાં નામોની યાદી

૧ શેઠ અમૃતલાલ કાલીદાસ દોશી મુંબઈ
૨ શાહ ધીરજલાલ ટોકરસી ,,
૩ શેઠ કેશવલાલ ફૂલાચંદ ,,
૪ ,, લલ્લુભાઈ કરમચંદ ,,
૫ ,, મોહનલાલ દીપચંદ ચોકસી ,,
૬ ,, રમણલાલ દલસુખભાઈ ,,
૭ ,, વાડીલાલ ચત્રભુજ ગાંધી ,,
૮ ,, ભાયચંદ નગીનદાસ ,,
૯ શા ફતેચંદ ઝવેરચંદ ,,
૧૦ ,, કેશવલાલ મંગળદાસ ,,
૧૧ ,, શાંતિલાલ મગનલાલ ,,
૧૨ ,, ચંદુલાલ વર્ધમાન ,,
૧૩ શાહ દમજીભાઈ જેઠાભાઈ મુંબઈ
૧૪ શેઠ પરસોતમ પોપટલાલ ,
૧૫ પંડિત પ્રભુદાસ બેચરદાસ ,,
૧૬ પંડિત મફતલાલ ઝવેરચંદ અમદાવાદ
૧૭ ક્રિયાકાર ભોગીલાલ ( વિદ્યાશાળા )

૧૮ નવપદ આરાધક મંડળ અમદાવાદ
૧૯ પ્રો. શ્રી હીરાલાલ રસિકલાલ કાપડીઆ સુરત
૨૦ અમરચંદ હંસરાજ દોશી માંડવી
૨૧ શ્રી ઉમાકાંત પ્રેમાનંદ શાહ વડોદરા
૨૨ ભોગીલાલ જે. સાંડેસરા વડોદરા
૨૩ સારાભાઈ મણિલાલ નવાબ અમદાવાદ
૨૪ શાહ શાંતિલાલ ચુનીલાલ કપડવંજ
૨૫ શ્રીયુત્ ચંદનમલ નાગોરી છોટી સાદડી (મેવાડ)
૨૬ શાહ હીરાલાલ ચુનીલાલ પારેખ ડભોઈ
૨૭ આચાર્ય ચંદ્રશેખર શાસ્ત્રી ન્યૂ દીલ્હી
૨૮ શેઠ ભૂરાભાઈ ફુલચંદ અમદાવાદ
૨૯ શ્રી અગરચંદજી નાહટા બીકાનેર
૩૦ કનૈયાલાલભાઈ શંકરદવે પાટણ
૩૧ પં. શ્રી મનોહરલાલ શાસ્ત્રી (દિગમ્બર વિદ્વાન્) મુંબઈ

આ ઉપરાંત અન્ય વ્યક્તિઓને પણ મોકલાવેલી જેની યાદી રાખી નહુતી. એકસોથી વધુ વ્યક્તિઓને આ પુસ્તિકા મોકલાવી હતી.

કોને કોને પ્રશ્નાવલી મોકલી તેનું ઉપલબ્ધ લીસ્ટ આપે જોયુ. એમાંથી ફક્ત ૨૧, વ્યક્તિઓએ પત્રનો પ્રત્યુત્તર આપ્યો. એમાં જવાબ માત્ર આ. શ્રી પ્રીતિચંદ્રસૂરિજી તથા પં શ્રી રમણિકવિજયજી આ બેજ મુનિરાજોએ ૩૫ માંથી માત્ર પાંચઅને પંદર પ્રશ્નના આપ્યા આથી લાગ્યુ કે આવા પ્રયાસને પણ જોઈતો સહકાર નથી મલી શકતો. કદાચ ઉપેક્ષા વૃત્તિ આમાં વધુ ભાગ ભજવતી હોય છે. મોટા ભાગના જવાબો 'અમારો અભ્યાસ નથી માટે આપ જ બરાબર સંશોધન કરશો' અને કેટલાકના 'સમય નથી' 'રૂબરૂ ફાવે' આવા જવાબો હતા

(સમાપ્ત)